# જમશીદી નઓરોઝ.

ઈઆને

જેઆરે સુરીઅ મેસ રાસીમાં દાખલ થાએછે તેઆરે પુરથવી ઊપર આબો
હવામો ને અજબ જેવા દેખાવ અને આબાદીનો ફેલાવો થાએછે અને
જે બાહારની અથવા બસંતની રૂતુને નામે ઓલખાએછે તે હીંગામનાં
પેહલા દીવશને "નવાં શાલનાં દીવસ" તરીકે પાદશાહ જમશેદનાં
જમાનાંથી ગણઆમાં આવતો હતો, અને આજદીન તલક ઈરાં
નના પાદશાહ તેમ ગણેછે, તેને લગતી વીગત અને તવારીખ
ની નોધોનુ અને દાખલા દલીલોનુ આએ ચોપાંણીઉં છે.

(બીજી આવરૂતી.)



રચનાર

મીં૦ મનચેરજી કાવશજી શાપુરજી "મનસુખ."

તે

ગંજનામું, એહવાલે જંદ અવસતા, પરીનસ આલબરટ, બેત રીતી, પારશીઓના ધારા
વીશે તકરાર, સર જમશેદજી બારોનેટ, કાંઉટ ગોબીનોએ બનાવેલી ખીલારોકા
હરફો વાંચવાની રીતનો તરજુમો, મુનતખબે શાહનામે, શેરને સતાબાજ, નામ
સતાએશને, રાહીન નદીનાં ગીતો, મનસુખી મનાજાત તથા અરજ ગુજારી,
ગુજરાતી શાહનામું, મનસુખી નીતીવચન, નવી પારસી પંચાત મંડલી
વીશેનાં ભાશાણો, આતશનાં કેબલાની ખુબી વીશેનાં ભાશાણો, અને
પારશી ધારા ઉપરની નુકતેચીનીનાં પુસતકોના બનાવનાર.



મુંબઈ: "સતીઅ મીતર" આફીસ.
ધી દીઉફ આફ કોનાટ પ્રીંટીંગ પ્રેસ કંપની, લીમીટેડમાં છાપ્યું છે.

૧૮૮૮.

# જમશીદી નઔરોજના મુબારક જશનની ખુબી અને તવારીખને લગતાં "મી૦ મનશુખ" નાં કીમતી ભાશાણો અને લખાંણોનું પુસતક.



**"જમશેદી નઔરોજ"** ને દીને ઇઆને તા૦ ૨૧ મી મારચ ૧૮૮૮ ની શાંજનાં કોટ મધે માણેકજી શેઠની વાડીનાં મોટા ચોકની ખોલલી અને હવાવાલી જગોમો, પુશકલ મીજલશીઓની હજુરમાં "મી૦ મનશુખ" ખોલ્લા અને બાંગેબુલંદ આવાજથી એક ભાશાણ મીજલશીઓની તરફની ખુશી ખુશાલી અને માન મોહબ્બતનાં આવાજો વચે કહી સંભલાવીઉ હતું. "જમશીદી-નઔરોજ"ને લગતી બાબત શરૂ કરેઆની આગમચ ભાશાણ કરતાએ ઘણાજ જબ્બરદ અને શીખાંમણ રેકા સખુનોંમાં આજના પારશીઓનાં, તથા તેઓના દીકરા-દીકરીઓનાં, અસલી પારશીઓની તવારીખને લગતાં અગણે આંન વીશે, તેમજ અસલી. પારશીઓની ભલી રાહરીતીથી ઉલટાં ચાલવા વીશે સખત ઠપકો આપેઓ હતો. અને હાલની પારશીઓને માંથે ચાલુ રહેલી સખતી, વીપતી, અને ફજેતીનું મુલ એજ અગનેઆણપણાને તથા ધરમ તરફની બેદરકારીને ગણીઉ હતું. લગભગ અરધો કલાક તલક આગલા પાછલા બનાવોને લગતા તથા કદીમ ઇરાંની પારશીઓની ખુબી અને કીરતીને લગતા સખુનોનો ઘણોજ અસરકારક બોધ પોતાના સાંભલનારાઓને આપેઆ બાદ "જમશેદ પાદશાહ" નાં જમાનાને લગતા તથા "જમશેદ" ની હસતીને લગતા તવારીખી ખોલાસા દાખલા દલીલોથી કહી સંભલાવેઆ હતા, અને જે આજના મુરખો એ પાદશાહની હસતી વીશે તથા તેને લગતા તવારીખી બનાવો વીશે •શકો ધરાવીને નીલાજરી ગુમાંની ભરેલા સખુનો વાપરેછે તેઓ તરફ સખત ધીકાર કહી સંભલાવેઓ હતો. ભાશાણ કરતા મી૦ મનશુખે જમશેદની હસતી વીશે પોતાની તરફનું કહી સંભલાવેઆ ઉપરાંત, બીજા આગલા પાછલા તવારીખ નવીશોનાં, તેમજ ઇઅરોપીઅન મુશાફરોના પુસતકો મધેના સખુનો વાંચી સંભલાવી પોતાના સાંભલનારાઓની ખાતરી કીધી હતી. જે દાખલાઓ એ ભાશાણ કરતાએ વાંચેઆ હતા તેમાં આ નીચે જણાવેલા દાખલા ઘણાજ અગતનાં તથા જરથોશતીઓનાં દીલમાં ખુશાલી ઉપજાવનારા અને તવારીખના અભેઆશીઓને ખાતર જમાં ભરેલા લાગેઆ વગર રેહશે નહી એવું હમો માંનીએ છઇએ."

**(જમશીદ વીશે ખરી હકીકત અને જમશીદનો મેહેલ.)**

"Jamshid built a palace in "Istukher at the foot of a mountain; and the construction of this palace may be thus described,—At the mountain-foot was formed, of hard black stone, a square terrace, one side of which was united to the mountain, the other three sides projecting on the plain. &c. &c. There is not in the vicinity, any stone of the same appearance or kind; At the gateway stand two square pillars, each of which must exceed in weight a hundred--thousand mans. (7¼ pounds English.) and the scrapings of those pillars stop the effusion of blood from wounds.

**જંમશીદ પાદશાહે બંધાવેલા મેહલ વીશેનાં ઉપલા અંગરેજી તવારીખી ફકરાનો ખોલાસાદાર તરજુમો નીચે મુજબનોછે—**

"ઇસતખર નામનાં શેહરમાં જમશીદે એક મેહલ એક પાહડની હેડવાઇપર બાંધેઓ હતો. અને

તેની બાંધણી વીશેની વીગત આ પરમાણેની હતી,—તે પાહડની હેઠલની બાજુપર એક ચોખંડો ચોક અથવા અગાશી બનાવેલી હતી અને તેનો પથર તદનજ કાલા રંગનો તથા ઘણોજ કઠણ હતો,—અને એ અગાશીની એક બાજુ તે પાહડની બોરદુએ વલગેલી હતી અને બાકીની તરણ બાજુઓનો મુખડો તે શેહરનાં મેદાન તરફ હતો. ઈતીઆદી. જે પથરનો તે મેહલ બાંધેલો હતો તેવા પથરની જાતનો પાહડ તે શેહરની આશપાસનાં કોઇબી ભાગ તરફ બીલકુલ દીસ્તોજ નહી હતો તેથી તે બાંધકામનો પથર બીજી દુરની જગાપરથી અથવા બાહેરગામથી લાવેઆમાં આવેલો સમજાતો હતો. તે મેહલના દરવાજા આગલ સંચોરસ કોટરણીનાં પથરના બે મોટા સથંભો ઉભા કરેઆમાં આવેલા હતા, અને તે મધેથી દરએક સથંભનુ વજન લગભગ ૧૦૦૦૦૦) એક લાખ મણનુ આંકેઆમાં આવતું હતુ. (ધ્યાદ રાખવું કે ઇરાંની મણ માતર બી સવાસાત રતલનો એક મણ ગણાએછે.) એ સથંભો અથવા થામલાઓનાં પથરમાં એક અજબ જેવી ખુબી હતી કે તે પથર ઉપરથી ભુકી ઓખવી કાહડીને જો કોઈબી જાતના વેહતા જખમ ઉપર લગાડેઆમાં આવતી તો તે જખમ મધેથી વેહતું લોહી અથવા રશી તરતજ બંધ થઇને રુજ આવી જતી હતી.”

## (જમશીદની તશવીર.)

“There also is executed the resemblance of *Jemshid*, under a form exceedingly handsome; and in that mountain were hot-baths hollowed in the rock, the water of which issues warm from a spring, so fire was not there necessary; and high upon the mountain (or on its summit) were spacious *dakhmahs* (or sepulchral vaults.)

**જમશેદ પાદશાહની તસવીર જે તેનાં મેહલની જમીન મધેથી મલી હતી તે વીશેનાં ઊપલા અંગરેજી ફકરાનો ખોલાશાવાર તરજુમો એમ થાએછે કે—**

“તે મેહલમાં જમશીદ પાહદશાહની એક તસવીર કોટરેઆમાં આવેલી જણાઇ હતી, અને તેનુ ડોલ અતીઘણું ખુબશુરત હતું;—અને વલી તેની પાશેની જગો ઉપર ગરમ પાણીનાં નાહવાનાં હમમામો બાંધેલાં હતાં જેમાં તેજ પાહડમાંથી વેહતા ગરમ જહરાઓનુ પાણી આવતું હતું, તેથી તે પાંણી ગરમ કરવા શારૂ આતશનાં ચુહુલા સલગાવાની અગત નહી હતી. અને વલી તેજ પાહડના મથાલાં ઊપર ઇરાંની પારશીઓનાં મુવેલાંઓની લાશને મુકવાનાં દોખમાંઓબી બાંધેલાં દીઠામાં આવેઆં હતાં.”

## (જમશીદની જામ.)

“When “Sultan Alp Arslar” took the castle of Istakher, he found there a cup made of Firuzeh or turquoise, on which was inscribed the name of Jemshid.

**“જમશીદી જામ”—વીશે ઉપલા અંગરેજી સખુનોમાં એમ જણાવેલું છે કે—**

જેઆરે-“અલપ અરસલાર” નામનાં પાદશાહ અથવા શુલતાંને પાછલા જમાનામાં એ જમશેદનુ બંધાવેલું શેહર અને કીલલો લીધો હતો તેઆરે તેની આસપાસની તપાસ કીને ખોડકામ કરતાં તેનાં હાથમાં “ફીરૂજા નામના જહવાએરની બનાવેલી એક મોટી જામ અથવા પેઆલું આવીઉ હતું અને તેની ઉપર **“જમશીદી જામ”** તરીકેનો લેખ કોટરેલો દીઠામાં આવો હતો.”

(અરધાં ખાટાં અને અરધાં મીઠાં આપલ ફ્રૂતબી હઇઆંજ થાએછે.)

“The apple produced here, half sweet—and half sour.”

**વલી એજ જગોએ, “આપલ”નાં ફ્રલનાં જાહડો વાવેલાં હતાં જે ઉપરનાં મેવા મધેનો અરઘો ભાગ અજબ જેવી રીતે મીઠો અને અરઘો ભાગ ખાટો હતો.**

## (ફ્રરવરદીન ઈઅશતમાં “જમશેદ” ની ઇઆદનાં સખુનો.)

**“વીવનઘાન”—નાં બાહદુર ડોલાવાલા, અને પવીતર જમશેદની ફ્રરવશીને હમો ઇજીએ છઇએ, કે જે દવેોથી ઊતપન્થતી વીપતીઓની સામને થએઓ હતો, તથા ભાજીપાલાનો નાંશ કરનાર ભીનાંશની શામને થએઓ હતો, તથા માણશોનાં મોહતની વટીક શામને થએઓ હતો. તેની ફ્રરવશીને હમો ઈજીએ છઇએ.**

## (જમશીદી નઓરોજનાં જશન વીશે.)

"ઉપર મુજબના દાખલા દલીલોથી જમશેદ ની હસતી અને તેની પાદશાહી વીશેની ખાતરી આપેઆ બાદ, ભાશણ કરતા મી૦ મનશુખ એ પાદશાહને નામનાં "જમશેદી નઓરોજ"નાં જશનને લગતી બાબત ઉપર આવેઆ હતા, અને તેમાં આ મુજબનું બોલેઆ હતા કે:—

"દુનીઆંની શરૂઆતથી ઇઅજદાંપરશતી ધરમની શરૂઆત, પારશીઓનાં નેઆગાનોના વતન ઇરાનમાં થઇ હતી. એ બાદ જરતોશત શપંતેમાન નામના અશો પેગામબરે ખોદાઇ ફરમાનોનો ફેલાવો ઇરાન અને તેની આશપાશના મુલકોમાં કરેઓ હતો. અને તે પછે જરતોશતી ધરમની ખરી ભલાઇ અને પાકીજગી ચોખંડ પુરથવીમાં પંથરાવા માંડી હતી. સચાઇ અને આબાદીનુ ખીલવું થઉ હતું, તથા ઇરાનનાં જરતોશતી પાદશાહોની ફરમાનબરદારી અને ખીદમતગારીમાં તમામ શેહરો અને દેશોના પાદશાહો હાથ જોડીને ગરદન નીચી રાખતા હતા. હજારો બલકે લખો શકુએર માઇલનાં વીશતારવાલી જમીન ઉપર ઇરાની પાદશાહોની શતા ફેલાઇ હતી. અવસતાના પુસતકોમાં તો એ વાબી એશારા છે કે પારશી પાદશાહોનો દોર ઉગમણથી શુરીઅ ઉગેછે તે તરફના મુલકોથી તે શુરીઅ આઠમણ દશા તરફ અસત પામેછે તાંહાં તલક આ પુરથવીનાં ૭ શાત ભાગો ઉપર ઇરાની પાદશાહોનો દોરદમામ ફેલાએલો હતો. ગુનાહનો કાલાશ તથા લડાઇ અને કંકાશ દફે થએઓ હતો, અને નેકી તથા નીતી અને શહેલા સંપજનુ નુર હર તરફ રોનકદાર થઇઉ હતું. એ ભલા પેગમબરના કલાંમોની પોઠીઓનો આએ આખી જગની ઇશકોલના ભલાભલા શાગેરદોએ અભેઆશ કીધો. અને તેથી કુદરતનાં છુપા એલમોની તેમજ આએ સંસારના તમામ જાતનાં કારોબારની પકી માહીતગારી મેલવી હતી

જોતીશ શાશતર અથવા આકાશી વીદીઆનો અભેઆશબી એ જમાનામાં પુખત રીતે ફેલાએઓ હતો, અને ગરેહોની ચાલની ગણત રીથી, તથા આએ પુરથવીનાં શુરજની આશપાશ ફરવાની બીનાંથી તે જમાનાનાં ઇરાની પારશીઓ પુરતી રીતે વાકેફગાર હતા. અને હાલના અંગરેજો તથા ઇઅરોપીઅનો કેહછે કે તેઓનાં વીદવાંનોએ, આએ હાલના જમાનાંમાં એ સઘલી ચીજો શોધી કાહડીછે, તે વાત તદન ગલત અને નાંમરબુતછે.

અંગરેજ લોકો પોતાના ફીલશુફ "નીઉટનને" અને બીજા ઇઅરોપીઅનો ખુદ પોતાના જ દેશી વીદવાંનોને ખગોલનો તેમજ ભુગોલની દરએક મોટી અને અગતની સોધનુ માંન આપવા નીકલાછે કે તે સઘલું. આએ જમાનામાં તેઓએજ પોતાની અકલનાં જોરથી શોધી કાહડીઉછે તે વાત સાચી મનાઇ શકતી નથી, સબબ કે તેની હજારો વરશો આગમચ પારશીઓનાં ઇરાની વીદવાંનોએ તે શોધી કાહડી હતી અથવા પોતાનાં એલમે ઇલાહીનાં અથવા ખોદાની મારફતને પોહચી વલેઆનાં બલથી તે શઘલું તેઓને ખબર હતું. ખગોલ ઇઆને આકાશી તારાઓ, ગરેહો અને આશમાંનો તથા આબોહવાનાં ફેરફારોના હીશાબને લગતા એલમનાં હજારો પુશતકોની સેંકડો વખારો પાદશાહ ગુસતાસપનાં અને હજરત જરતોશતનાં જમાનામાં ભરેલી હતી, એમ આગલા જમાનાની તવારીખ આપણને આજ દીન તલક ખોલલી રીતે બતાવે છે. એ બાબેના દાખલાઓમાં સઉથી મોતેબરં એક દાખલો હાલ હમો એટલોજ રજુ કરીએ છઇએ કે આએ આપરી જમીન શુરજની આશપાસ ફરેછે એવું ફકત "નીઉટનેજ" સોધી કાહડવાનુ માંન મેલવીઉ હતું એમ અંગરેજો અને ઈઅરોપીઅન લોકો કેહછે, સબબ કે તેની આગમચ કોઇબી દેશના લોકોને તે કંઇ ખબર નહી હતું. પણ નહી એમ નથી. એવું એ

ઇઅરોપીઅનોનું બોલવું તદન ગલતછે. હજરત જરતોશતનાં અને તેની આગમથના ઇરાંની વીદવાંનોને તે સઘલું અછી રીતે જાંણીતુ હતું. આપણા લોકો જે "ખોરશીદ"ની નીઆએશના અવસતા દરરોજ ભણેછે તેમાંજ એક એશારો ખોલલી રીતેનો એવો આવેલો છે કેઃ—

"આપણી પુરથવી, ગરેહ મંડલ મધે, શુરજનાં આકરશણમાંછે, એ બાબેનાં ખોરશીદની નીઆએશ મધેના અવશતાઇ કલાંમો નીચે જ ણાવેઆ પરમાણેના વાંચેઆમાં આવેછે.

(અવસતા.)

**ઇઅદ જી હુઅરે—નોએદ ઓજુખશીઅ તે અદ દએવ વીસપાઓ—મેરેંચેનતે—ઇઆ ઓ હેનતે—હુપતો કરશવો—હુઅ નવ ચેશ—મેનીઅવ—ઇઅજત—અંધહુઅ—અસતુએતે—પેતેદરાંન—નોઅદે પેતેસતાંન—વીદનતે.**

(ઉપલા અવસતાનો તરજુમો.)

"કેમકે જો ખોરશીદ પરકાશતો નહી થતે તો, આએ દુનીઆંમાં જે જે વસતુઓ છે તે સઘલાંને દવો (ઇઆને જેહરી સરદ આબો હવા ની અસર ખરાબ કરતે, અને ખોરશીદ શીવા એ, મીનો ઇઅજદમાંથી બીજો કોઇબી (ગરેહ) આ તનોમંદ દુનીઆંને, (ઇઆને બદન સાઠેની જેહાંનને) ઉઠાવી—અથવા અતરંગની—અતરંગ રાખી નહી શકતે."

ઉપર જણાવેઆ મુજબનો એશારો ખોલી રીતે આપરી ખાતરી કરેછે કે નીઉટનનાં જમા નાંની હજારો વરશો આગમચ એ બીનાં ઇરાં ની પારશી ઓલમાંઓને અછી રીતે ખબર હતી.

---

**(વલી જમીનનો આકાર ગોલછે અને તે એક નાંકેથી બીજે નાંકે તલક આરપાર કોઇને જવા નહી દઈ સકતી તે વીશેનો અવસતા નો મોટી અગતનો એશારો.)**

---

(મેહર ઇઅશતનાં કલાંમમાં અથવા ૨૪) માં કરદામાં એવોબી એશારો આવેછે કે—

"મેહર ઈજદ, ઇઆને રોશની, હોશનનો વખત બેશતાંજ જમીનની સપાતી ઊપર ફરી વલે છે,—તથા આએ પોહલી,—**ગોલ**,—અને **પાર ન હી થઈ શકે** એવી જમીનનાં બે કીનારાઓની હદ બાંધે અને તે પછે જમીન અને આશમાંન ની વચેની આએ સઘલી પેદાએશને જોએછે."

બીજલશનાં શાહેબોએ ઇઆદ રાખવું કે એ જમીન ગોલછે, વાશતે તેની આરપાર દરી આને મારગે જવાઇ શકે એવુ વીચારીને ઇઅ રોપીઅન લોકોએ કઇ સેંકડો અજમાશો બોતર દરૂ North Pole ની મારફતે લેવા ગીઆછે પણ તેઓ સઘલી વખતે નીરાશ અને ફનાહ થતા આવાછે, તેજ હકીકત આપણા અવસતાના અ સલી કલામોની શચાઇની ખુબી શાબેત કરેછે કે "એ જગતનો કીનારો પાર નહી થઇ શકે તેવોછે."

---

**(ચાંનને શુરજથી રોશની મલેછે તે વીશે.)**

---

(મેહર ઇઅશતનો ૩૪ મો કરદો.)

"જારે તે નેક પેદા થાએલો—અને બુજર ગ મેહરઈજદ શુરજથી રોશની મેલવનાર ચંદ રની મીશાલે પોતાનાં સરીરને ચલકાવે છે, તે આરે તે સપેનામીનોની પેદાએશનુ કઊવત વધારેછે.

**(ભુગોલને લગતા એશારા.)**

(અવશતામાં રશનુ ઇઅશતનાં કલામમાં આ જમીનના ૭) સાત ખંડો જણાવાછે—ઇઆને હાલ ના ઇઅરોપીઅનો જેઆરે ૪) ખંડોમાં જ મીનની વેહચણી કરેછે, તેઆરે અસલી ઇ રાંનીઓએ ૭ ખંડોમાં કીધેલી જણાએછે.

(રશનુ ઇઅશતમાં જણાવેલાં—સાત ખંડોનાં સાત નાંમોછે.)

| | | | |
|---|---|---|---|
| ૧ | **અરેજ.** | ૫ | **વઉરૂ બરેશત.** |
| ૨ | **સવહ.** | ૬ | **વઉરૂ જરેશત.** |
| ૩ | **ફરદદફશ.** | ૭ | **ખનીરથેમબામીમ.** |
| ૪ | **વીદદફશ.** | | |

**(વલી નાંધલા મોટા પાહડોની ૨૨૪૪ ની ગણ તરી જમીઆદ ઇઅશતનાં ફકરામાં જણાવેલી છે.)**

"જમીઆદ ઇઅશતમાં" ઘણાએક પાહડોના નામ નીશાંનો જણાવેલાંછે અને તે પછે સંખેઆ જણાવી એમ લખુછે કે:—

"એ શપતેમાંન જરતોશત ૨૨૪૪) પાહડો છે, જે પાહડોનાં નામો માણશોએ તેઓના દેખાવ અને નજદીકીમાં મલતી આવતી ચીજ ઉપરથી આપેલાંછે." ઇતીઆદી, ઇતીઆદી.

ઉપલા ભાગમાં જણાવેલી વીગતો ઉપરથી તમો ભાઇઓની ખાતરી થશે કે આકાશી સેતારાઓની હીલચાલનું તેમજ બીજી બાબદોનું ગનેઆન આગલા ઇરાંની પારસી વીદવાંનો ધરાવતા હતા, તેજ મીસાલે જમીનનાં બંધાંણનું તથા તે ઉપરનાં પાહાડો, દરીઆઓ અને બીજી ચીજોનું ગનેઆંનબી તેઓમાં પકું હતું. પાહાડોની ગણતરી બાબેનાં તથા ઓતર અને દખણ દશા બાબેનાં જે ફકત એશારા હાલ આપરાં ભાગાં—તુટાં અવસતાઇ પુસતકો ઉપરથી મલે છે તેજ ચીજ આપરી ખાતરી કરે છે કે તમામ દુનીઆંનાં ખુણાં ખંટોલાંઓમાંબી ફરી વલવાને અને સોધો કરવાને આગલા ઇરાંની વડવાઓએ કશી બાકી રાખી નહી હતી. ખરી સુધરાઈ અને એલમ—હુનરનાં ગનેઆંનની ખરી મોટાઇ ઉપર જો કોઇબી આગલા જમાનાંનો ટોલો સરફરાજી ભોગવી ગીઓ હોએ તો તે ફકત ઇરાંની પારસી ટોલોજ હતો એવું સાબેત થાએ છે. અને જે ગુમરાહ દીલનાં આજના જમાનાંનાં કુમઅકલો એવું સમજે છે, તથા એવું સમજાવતા આવેઆ છે કે, આગલા વખતના ઇરાંની પારસીઓ અથવા હાલના પારસીઓનાં ઈરાંની નેઆગાનો ગમાર, તથા જંગલી, અને કસુધરેલા હતા તેઓએ પોતાની ભુલ સુધારવાને શીખવું જોઇએ છે.

આએ દુનીઆંની હસતીની શરૂઆત સાથે ગરમી અને રોશણીનું પરકાશવું થઈઉં હતું અને એ રોશણી તથા ગરમીને લીધે સરવે જાતની બદી અને પલીદીનો નાશ થઈ, આબાદી તથા ફરાગત અને ખુબસુરતા ફેલાઈ હતી. એક અંગરેજ કવાએબી શુરીઅની ખુબી અને તેની ગરમી અને રોશણીની પાકીજગી વીશે જે સખુનો લખયા છે તે ઇઆદ કરવા જોગ છે.—

"All hail, pure lamp, bright, sacred, and excelling,
Sorrow and care, darkness and dread expelling;
Mother of Truth, true beauty's only mirror.

ઉપલી કવીતાનો ખુલાસો.

"નમસકાર તુંને અમારા છે, એ રોશ
"ણી! એ નીરમલ! એ જહલકાટ ભરેલા!
"એ પાકીજગી ભરેલા, અને સઉથી ઓતંમ
"માં ઓતમ દીવા અથવા નુર; તમામ જા
"તની દલગીરી તથા દલદેસરી, તથા અંધકા
"ર અને તમામ જાતની દર દેહેસત તાહારી
"થી દફે થાય છે, અને ખરી સચાઇને જન
"મ આપનારી માતા, તથા ખરી ખુબસુરતી
"નો ચેહેરો દેખાડનારી આરસી તે તુંજ, એ
"રોશણી પોતે છે."

**(ફીરદોસીનાં બેત—ગાએણ.)**

બ ચંદીન ફરૂગો—બ ચંદીન ચેરાગ,
બેઆરાસતં દેહે—ચું-નઓરૂજ બ બાગ
રવાંન અંદર ઉ ગહુઅરે દીલ ફરૂજ,
કેરા રોશનાઇ ગીરફતે અસત રૂજ
કે હર બામદાદી ચું જરરીન સીપહર,
જે ખાવર બર આરદ ફરૂજંદેહ સર.

એ ઉપર જણાવેલો નીરમલ અને ઝલકાટ ભરેલો દીવો, તે આપણો બોહોલો સુરીઅ,—આપણો પાક ખોરશેદ ઈઅજદ છે, જે આએ ચાલુ મારચ મહીનાની તા૦ ૨૦ મીની રાતે ઇઆને ગઈ કાલે મધરાતને સમે "મેસ રાસી" નાં બુરજમાં દાખલ થઈ દાહાડો અને રાતનો વખત એક સરખો કરો છે

અને જેહાંનમાં આબાદી અને ખુશી રામશ ની ફેલાવી છે, તેનું જશન ઘણાં પુરાતમ જ માનાથી તે આજ દીન તલક પારસીઓના પા ક અને પુરાતમ વતન ઈરાંન દેશમાં થાએ છે, અને **જમશેદી નઓરોજને** નામે જ ણાવેલું છે.

---

## આજ દીને જમશેદી નઓરોજનું મુબારક અને કેઆંની જશન છે.

——o——

આજ દીને જમશેદી નઓરોજનું મુબા રક જશન છે. એ જશન કેઆંની અને ઈરાં ની છે; અને જે ચીજ ઈરાંની છે, તે પારસી ઓનાં બાપદાદાની પોતાની છે. એ જશન જ મશેદી છે, અને ચોખંડ પુરથવાના ભાગોમાં અને ચોખંડ પુરથવીના આલમાઓમાં, અને ચોખંડ પુરથવીની કેતાબોમાં, એ જશનની હ કીકત જાણીતા છે. એ જશન જરતોસતીઓની કદીમ પાદશાહતનો દમામ દેખાડનારૂં, અને આજના કેટલાએક બદ એકીનના અને ગુમ રાહ સમજના પારસીઓની સુધ ઠેકાંણે લાવના રૂં છે. અને ગીઆં આશરે ૧૦૦૦ એક હ જાર વરસોપર, શાએરોના શેહેનશાહ ફીરદો સીએ, જે સખુનો એ નેક જશન બાબે લખા છે, તે અમો અતરે આજ દીને ઈઆદ કરીએ છઈએ કે :—

"આ બોહોલો સુરજ, જે ઘરીએ મેસ રાસી "ના બુરજમાં દાખલ થાએઓ, તેજ વખતે શેહે "નશાહ જમશેદ, પોતાનાં તખત ઉપર બીરાજ "યો, તયારે તે તખતની આસપાસ તમામ ઈરાંન "નાં લોકો ભેગાં થયાં હતાં, અને શાહ જમશેદ "નો રંગ રૂપ અને દમામ જોઈને, તેઓનાં હો "સ—કોસ ઉડી ગયાં હતાં. હરખ અને ખુશાલી "સાથે, સરવે કોઈએ પાદશાહની ઊપર કીમતી ગ "હવેરો અને મોતીઓનો વધાવો કીધો, અને એ "દીનને, ખરા નઓરોજ અથવા નવાં વરસનો "દાહાડો મુકરર કીધો, કે જેઆરે હોરમજદ રો "જ અને ફ્રરવરદીન મહીનો હતો. તમામ ઈરાં "ન સર જમીનનાં લોકો મેહેનત અને રંજથી "ફારેગ થયાં, અને પોતાનાં દીલ મધેનાં કીનાં— "તથા કપટ—તથા વેર અને દુશમનાઈ અને જુ "દાઈ સઉ વીસરી જઈ, એક બીજા સાથે સરવે "કોઈ હલીમલી ગયાં, અને મોહોબત તથા મીત "રાચારીનો ફેલાવો કીધો. બુજરગ લોકોનાં જીવ "હશી ખુશીથી ભરપુર થયા, અને તેઓ તમામ "જાતનો રંગ રાગ કરી, તથાં ફાગો ગાઈને, રં "ગીન અને અમરતીઆ શરાબ પીવા લાગયા "હતા. એવી રીતનું એ અસલી જશન, અસલી "જમાંનાથી તે આજ દીન તલક ઈઆદગાર અ "ને બરકરાર રહયું છે."

હવે એ નેક જરતોસતી ભાઈઓ, તમો વીચાર કરી જોવો કે, જે જશન, ફીરદોસીના જમાનામાં ગયાં એક હજાર વરસપર "ઈઆ દગાર અને બરકરાર હતું," તેજ જશન આ એ ઘડી, આએ પલ સુધી, ઈઆદગાર અને બરકરાર છે, તેથી આપણ ઉપર તે સાહેબનો થોડો ઉપકાર નહી સમજવો. વાસતે તમોબી હવે એક બીજાનો કીનો કપટ વીસરીને, એક બીજાને મદદના આપનારા તથા એક બીજાની ખેરખાહીના ચાહાનારા થાવો, અને થયલાં પા પની તોબેશ કરી, ભલી કોશેશના કરનારા અ ને સુધી રોજી રજકના શોધનારા થાવો. આ ગલા નેક નઆગાંનોને ઈઆદ કરો, અને તે ઓનેજ પગલે ચાલનારા, તથા તેઓનાંજ કર તુકની નકલ કરનારા થાવો. બખીલાઈ છો ડો,—લોભ તજો,—તથા તુંડાઈ અને આલસા ઈને ધીકારીને, નરમી તથા સફાઈને તથા ઉદી ઓગ અને હુનરને વખાંણનારા અને પસંદ કરનારા થાવો.

હવે એ જશન અસલી જમાનાથી પાર સીઓના વડવાઓ ઈરાંન દેશમાં કરતા આ વયા છે, અને એ વીશેનાં અગતના હેવાલની એક ચોપડી ગયાં આશરે ૨૫ પચીસ વરસો ની વાતપર અમોએ છપાવી હતી, અને તે

ચોપડીનું નામ "**જમશેદી નઓરોઝ**" કરી રાખયું હતું. તે ચોપડી મધે જણાવેઆમાં આવેલી હકીકતનો સાર તથા બીજી નવી બાબતોના એશારા હેઠલ પરગટ કરેઆ મુજબનાંછે—

"એ નામનાં મુબારક દીનનું જશન કરવાની આપરા કેઆંનીઓની રીત હાલ જમાંનાંમાં પારસીઓમાંથી ગોઆ નીકલી ગયલી જણાતી હતી. પણ ઈસવી ૧૮૬૨ નાં સાલમાં શેઠ માણેકજી ખુરશેદજી શરાફનાં ભાએખલા આગલનાં બંગલામાં એ જશનની ખુશાલીનો દીવસ ગુજારવા સારૂં કેટલાએક ભલી મનશાનીનાં જરતોસતી ગરહસથોનો મેલાવડો થયો હતો, તે બાદ ૧૮૬૩ માં શેઠ પેસતનજી હોરમજજી કામાજીનાં મજગામ ખાતેનાં બંગલામાં એ જસન કરેઆમાં આવયું હતું. આપણાં પુરાંતમ વતન ઈરાંન દેશમાં એ હીંગામ ઉપર આગલા વખતમાં શું શું થતું હતુ અને હાલના વખતમાંબી તયાં એ દીવસ કેમ ગુજારેઆમાં આવે છે તે વીશેની જુજ વીગત જણાવવાની રજા લઈએ છઈએ—

(બાહારની મોહોસમનાં આબો હવાના રંગીન દેખાવનું બેઆંન.)

"તમો ભાઈઓએ જાણવું જોઈએછે કે ઉપર જણાવેલા વખતે સુરજનાં મેસ રાસીમાં દાખલ થવાથી "બાહાર" અથવા વસંત રૂતુની સરૂઆત થાએ છે—અને એ રૂતુની ખુબીનું બેઆંન જો કે અમો, પુરૂં સમજાવાને અસતક છઈએ, અને આ શેહેરમાં તેની અસર જો કે તમોને પરી રીતે જણાઈ શકતી નથી, તોપણ દુનીઆંનાં બીજા ભાગોમાં, તેમાં અકસર કરી ઠંડીનાં અને ઈરાંન જેવા ખુબીવંતા મુલકો તરફ એ રૂતુમાં હવા પર—આકાશ પર—અને જમીન પર—એવા દીલ પસંદ દેખાવો નજર પડે છે કે તેથી તમામ પરાંણીઓને સુખ અને આનંદ ઉપજે છે, અને તમામ ખીલતી અને ઊગતી પદારથો રંગ અને રૂપ ભરી થાએ છે. બાજે શેહેરો અને જંગલમાં એ બાહરની મોસંમ એવી અજબ રીતે ખીલતી જણાવેઆમાં આવીકે કે, સુગંદી ગુલોનાં મધુર રસનો શરાબ બુલબુલો પોતાની ચાંચોની જાંમોમાં ભરી રાત દીન ગમ્મેગુની મસતીમાં ગુલતાં રેહેછે, એ બુલબુલોની મસતી અને એશકબાજી વીશે એક ફકરો જે સર ઉલીયમ અઓજલીનાં પુસતકમાંથી ઉતારી બતાવીએ છઈએ તે અજબ થવા જોગ દીસશે—

"Nothing is more common than to see the nightingales at particular seasons, assemble in a wood when they hear the sound of certain instruments or of a fine voice, which they endeavour to answer by their warblings with such violent efforts, that, I have beheld some of them fall as if entranced at the feet of a person who possessed what is called "a Nightingale throat"—to express the flexibility of a fine voice."

ઉપલા અંગરેજી ફકરાનો લખનાર ગરંથકાર એમ કહે છે કે—"ચોકસ મોસમની અથવા વસંતરૂતુની વખતે કોઈબી જાતનાં વજનતરનો અથવા મનુંશના ખુશ અવાજનો રાગ સાંભલવાથી એ દેશનાં બુલબુલો તરતજ ભેગાં થાય છે તે દેખાવ ઘણોજ સાધારણ છે. વજનતરનો આવાજ અથવા ખુશ રાગ સાંભલતાંજ એ બુલબુલોનાં દીલમાં ગોઆ એક જાતનુ શુર છુટેછે અને વજનતરનાં રાગની બરાબર પોતાનાં રાગડા કાહડવા ફીજે એવાંતો જહનુનથી તે બુલબુલો ગાવા મંડી જાએછે, કે બાજે વખતતો ગાતાં ગાતાં તે બુલબુલો ગોઆ મસત અથવા બેભાંણ થઈને પેલા વજનતર વજાડનાર અથવા ગમ્મેણુ ગાનારા શખસનાં પગની આગલ આવી પડે છે. ઈઆદ રાખવું કે તે ગમ્મેણુ ગાનારા શખસનો આવાજબી ખરેખરજ બુલબુલીઆ અથવા ઘણોજ દીલકશ હોએછે.

**બીજો દાખલો.**

**(ઈરાનનાં બુલબુલો અને ગોલાબનાં ફુલો વીશે બાહરની મોસમના વખતેના દેખાવનો બીજો દાખલો.)**

Sir. R. K Porter.

"Among its rich and blooming flowers, its tulips and Jonquilles, none vies with the *rose* in colour, sieze, and perfume.

"On first entering this Bower of Fairy land, I was struck with the appearance of two Rose-trees full fourteen feet high, laden

with thousands of flowers in every degree of expansion and of a bloom and delicacy of *scent*, that embued the whole atmosphere with the most enquisite perfume. Indeed I believe that in no country of the world does the *rose* grow in ruch perfection as in *P*ersia; and in no country is it so cultivated and prized by the natives."

"But in this delicious garden of Negan-vistan, the eye and the smell were not the only senses regaled by the presence of the rose: the ear was enchanted by the wild and beautiful notes of the multitude of *nightingales* whose warblings seemed to increase in melody and softness with the unfolding of their favourite *flowers*."

"The Eastern poets allude frequently to the fondness of the nightingale for the rose with which they imagined her to be desperately in love. The rose no sooner appearing, then the melody of the nightingale resounds through the groves her plaintive strains, therefore they figure to bo only her love warblings to the rose."

એ ઉપરાંત બીજા ગરંથકારો લખેછે કે ઈરાંન દેશનાં ગોલાબનાં જાહડનાં મુલીઆં આગલની ખાક અથવા મટોડીમાંથી એવી ખુશબુ રેહછે કે ઘણા લોકો નાહતી તથા હાથ-પગો શાફ કરતી વખતે ખુશબુની મીશાલે તે મટોડી પોતાનાં બદને ચોપડે છે.

"એજ મુજબ એક જખમી થાએલું હરણુ નાહસતું નાહસતું એક ઈરાંણી છોકરાના ગીતનો આવાજ શાંભલી ઉભું રહીઉં હતું તેનો દાખલો ભાશણ કરતા મી૦ મનશુખે આપીને તમામ મીજલશીઓને બહુજ અજબ કીધા હતા. વલી પાછલથી એ મીજલશનાં શરનશીને મી૦ મનશુખનાં બોલવાને ટેકો આપી એમ શમજાવીઉં હતું કે, હરણુ કુદરતી રીતેજ રાગ ઉપર અતી ઘણુ ફીદાછે તે વીશે હીંદુઓના શાશતરોમાં પુશકલ લખાંણો થએલાંછે."

---

"ઉંટોને પાછાં ઘેર બોલાવતી વખતે તેઓના ધણીઓ ગાએણો ગાઈને બોલાવેછે તેઆરે ભલાઈ ગએલાં ઉંટો ધણી-ધણીનો આવાજ શાંભલી પોતાને ઘેરે જાએ છે તેનાં દાખલાબી મી૦ મનશુખે કહેઆ તા." અને વલી તેવણ એમ બોલા હતા. કે:-

એ બાહરની મોશમમાં વલી હવામાં ખીલવનારી સકતી એટલીતો રેહેછે કે એક ગુલનો રંગ અને રૂપ જોઈ, બીજુ ગુલ ખીલવા અને ઊગવાનાં જોશ ઉપર આવેછે, તથા તે દરેક ગુલની રંગીન પાતરીઓ, ગોએઆ બોલતી જીભો થઈ, આ જગના બાગના માહા હુનરમંદ માલીની અશતુતી અને વખાણો કરે છે, તથા એ બહારનાં અજબ કીમીઆંગરની કરાંમત સરખી ફુંકથી, કમાંન સરખી સુકી અને વાંકી ડાંખલીઓ રંગ બેરંગી ફુલો અને રલીઆંમણા ફલોથી ભરાઈ જાયછે, તથા સીહા રંગની સુકી ખાકો અને ભયંકાર દેખાવનાં કાલા પરવતો જહવેર રંગની હરીઆલીથી ભરપુર થઈ જમરૂદની કીમતને તકર મારે છે. કુલ હવામાંજ ગોઆ હર રીતની તરી અને તાજગી ઉડતી ફરે છે, કે જેથી જંગલમાં ચરનારાં સાબરનાં સીંગડાંમાં, તમજ ખુણે ખંટોલે પડેલાં સુકા કાંટા અને કચરાનાં ઢગરોમાંથી ગોઆ ફુલ અને ફલનાં બાહારનો જોશો ઉતપંત થાએ છે, એટલુંજ નહી, બલકે દરએક પાદડાંનો છાએઓ જે જમીન ઊપર લોટે છે તેની બગલમાં ગોઆ સેંકડો રંગો સુતેલા દીશે છે, અને હર તરેહની ખુશબોદાર હવા એટલી તો પંથરાય છે કે, કસતુરીની મીસાલે તે હવા જંગલનાં હરણોનાં ગાભમાં જમાવ થાએ છે, અને એજ હવા ગોઆ "ઈસુઈ" મોજેજાનો દમ ફુંકે છે, તેથી કુલ વનસપતીની જડ઼ફ અને મરતી આલમ પાછી જુવાન અને જીવદાર થાય છે, તથા અતરદાર ફુલોનાં પેટાં ચીરી, કીમતી ખુશબુનાં કાફલા આસપાસનાં શેહેરનાં બાજાર અને હવાની બુલંદી તલક લઈ જાય છે, તથા દીલકશ કલીઓની ડાલીઓને, મસત થએલી નાંજનીનો પેરે, જાહડોનાં વેલાની બગલોમાં આરામ કરાવે છે. એ મુજબ ચોતરફ, ખીલવું, ઉગવું, પાકવું, વધવું, ફલવું અને આબાદ, થવા સીવાએ બીજું કશું નજર આવતું નથી, તેની ખુશાલીમાં પંખીઓ ફુલોની પાંદડી અને જાહડોની ડાંખલીઓ ઉપર બેશી રશીક ગાએણો કરે છે, તથા મણુશ જાત વાડીઓ

ઘરો અને મેહેલોમાં રંગ રાગ અને જશનો કરી ગોઆ એ કુદરતની ખુશાલીમે શામેલ થઇને, એ કુદરતનાં દેખાવનાં રંગોનાં વસતરો પેહેર્ડી, તથા નેઆમતો ચાખી, પોતાનાં ભાઇબંધો અને ખેશ આશનાવોને મલી ભેટી, તથા મુબારકબાદી દઇ, ખરાં દીલથી શોકરાનાં અને શાદી રામશાની કરે છે. એ તેહેવારોથી કંઇજ નાહી પણ ઘણાં સારાં પરણાંમોની અસર ચોતરફ ફેલાએ છે, અને તેથીજ એ તેહેવાર આજ લાંબી મુદત થઇ દુનીઆંની સપાટીપર ઇજત સાથે બરકરાર અને ઇઆદગાર રહયો છે. એ જેવા ભલા તેહેવારનો દીવશ તમોને તેમજ તમામ જેહાંનને મુબારક અને ફતેહમંદી ભરેલો હોજો."

---

હવે એ મુબારક જશનનો દીવસ ઇરાંન દેશનાં આપણાં કેઆંની પાદશાહાઓમાં કેમ અને કેહારથી શરૂ થયો હતો તે વીશે, તથા આએ જમાંનાં સુધી તે લતા તરફ એ તેહેવારનાં દીવસો કેવી રીતે ગુજારીયામાં આવે છે તે વીશે, એક હુંક બીનાં યુરોપીયન, તેમજ ઉગમણ પરાંતનાં ગરંથકારોની સતાથી ભરેલી અતરે જણાવવાની રજા લઇયે છઇએ.

એ કદીમ જશનની કીરીઆ ઇરાંન દેશનાં પાદશાહાઓએ આજ સુધી ચાલુ રાખી છે અને તે વીશે એકથી વધુ યુરોપીયન મુસાફરોએ પોતાની આંખે જેયલી હકીકતો પોતાનાં ગરંથોમાં લખી છે, પણ હાલ અમો "સર વીલીઅમ આઉશલી" ની ઇરાંન દેશાની મુસાફરીનો હેવાલ જે ઇસવી સને ૧૮૨૩ માં છપાયો હતો અને જેમાં "જમશેદી નઅેારોજ" નાં જશનની કીરીઆ, જે તેણે ઇરાંન દેશનાં પાએતખત "તેહેરાંન" શેહેરમાં જોઇ હતી તેનો વીગતે હેવાલ લખો છે તે મધેથી અગત જોગા ફકરાઓ અતરે ટાંકી લેવાની રજા લીજીએછે. એ કાબેલ અંગરેજ ગરંથકાર પોતાની મુસાફરીનાં પુસતકમાં લખેછે કેઃ—

"આએ જશનને "નઅેારોજ" અથવા નવા વરશનો દાહાડો કરી કેહેછે. એ દીને સુરજ મેશ રાશીમા આવેછે, તેહેરાનમાં મારચ મહીનાની ૨૦ મી તારીખની મધરાતને સુમારે મેશ રાશીમા સુરજનું આવવું થાઇરૂં તે વખતે એક તોપ ફોડીઆમાં આવી. તેજ પરમાણે પાદશાહી વાજાં અને બીજાં વજનતરો ઘણોએક વખત સુધી વજાડેઆં કીધાં. બીજે દાહાડે શાહવારે દશ વાગે પાદશાહે નજરાંનાંના ખુમચાઓ અંગરેજ સરકારના એલચી પર ભેટ તરીકે મોકલીઆ, તેજ પરમાણે પોશાકો તથા શેઆલો તથા કેટલાએક સુનાંનાં અને રૂપાંનાં શીકાઓ ભેટ તરીકે બીજા ગરહસથોને વેંહેંચી આપવાને મોકલેઆ હતા. બપોરથી તે આખો દાહાડો સુધી આખાં શેહેરમાં જગે જગે પીસતોલો અને બનદુકોનાં આવાજો નીકલતા હતા, તથા ચોતરફ ખુશી અને રામશાની દીઠામાં આવતી હતી, લોકો એક બીજામાં મેવો—ફુલો ને બીજી ચીજો ભેટ દાખલ મોકલતા હતા અને દર બાજુએ "નઅેારોજ મુબારક, નઅેારોજ મુબારક" હેવા અવાજ શંભલાતા હતા.

અપોરનાં ચાર વાગતે અંગરેજ શરકારનાં એલચી સાતે હમો ઈરાંની પોશાક પેરીને પાદશાહાની દરબારમાં ગીઆ તાંહા એ દીનની કીરીઆની આગેવાણી કરનાર અમલદાર તથા બીજા શરદારોએ હમારી મોલાકાત લીધી અને હમોને એક દીવાનખાંનાંમાં લઇ ગીઆ કે જાહાં તમામ કાચના આઇનાઓ હારબંદ ગોઠવેલા હતા અને જેની ભીત ઘણીજ શારા પીરા રંગના પથરની બનાવેલી હતી. વચમાં એક ફુવારો ગોઠવેલો હતો કે જેમાંથી નીરમલ પાંણી ભાએરાંમા મુકેલી નલીઓની મારફતથી ચો તરફ ઉતરતું દીસતું હતું અને એ ફુવારાની નજદીકમાં કદીમ દેખાવની એક ખુરશી અથવા તખત ઉપર પાદશાહા પોતે યુરોપીઅન લોકોની રીત મુજબ બેઠેલો હતો. એ તખતના પગ એટલા ઉનચા હતા કે પાદશાહના

પગ જમીનથી અતરંગ રેહેતા હતા. એ નઅરોરે જનું જશન ઘણુંએક દાહાડા સુધી ચાલીઉં. ખુશ કરીને સતાવીસમી મારચને દીને પાદશાહા જારે અંગરેજના એલચી "સર જારજ અઉસલી" અને તેના રસાલાને પોતાને તાંહાંની મેહેમાંનીમાં નોતરેઆ તે દીને હું બી એક માહારા ઈરાંની મીતરની મદદથી તયાં ગયો હતો. એ વખતે પાદશાહા મેહેલનાં દરવાજાની સાંમણેનાં એક નાધલા ઓરડામાં બેઠો હતો અને તયાં જે જે નજરાંનાં અને કીમતી હદીઆઓ ઈરાંનનાં જુદા જુદા પરગણાંનાં હાકેમો અને સરદારોએ મોકલયા હતા તે પાદશાહાને નજર પાડતાં હતાં અને પછી દોરડાં ઉપરનો નાચ અને પેહેલવાનોની કુસતીની રમતો શરૂ થઇ હતી. બીજે દાહાડે ઇઆને તા૦ ૨૮ મીને દીને ઘોડાની સરતનો તમાશો જોવા પાદશાહે અમોને નોતરયા. પાદશાહાને વાસતે એક ઊંમદા તંબુ શેહેરથી એક માઇલ દુરનાં મેદાંનમાં મારયો હતો તેની સાંમેની બાજુનાં તંબુમાં અમે જઈ ઉભાં. એ વખતે આશરે ૫૦૦) ઊંટોનાં એક સરઘસની હાર ચાલતી જોઈ હતી, દરએક ઊંઠ ઉપર ઘણુંજ ઉંચા પોશાકવાલું એક માણુસ બેહેલું હતું અને તેની પાસે જમબુરા નાંમની એક બંદુક હતી. આશરે છ હાથીઓ ઘણુંજ સારા પોશાક તથા હોદા સાથે પણુ ખાલી પીઠે આએઆ—અને પછી પાદશાહા પોતે ઘોડાની પીઠ ઉપર અસવાર થઈને આવી પોંહાંતો હતો અને પેલા તંબુમાં ગયો. તે પોતે એક ઊંચાં કદની અને પુરાંનાં, ડોલની ખુરશી અથવા તખત પર બેઠેલો હતો. તેની પાસે અંગરેજી એલચીને ગલીચા પર બેસાડેઓ અને તેના રસાલાનાં બીજા ગરહસથો સાંમની બારદુએ ઉભા રહેઆ. એ જગોએ પાદશાહે ઘણુજ પેઆર અને મોબતથી વાતચીત કીધી અને કેટલાંએક સુવેલાં પંખીઓ તપારાવાને વાસતે હમોને કહીઊં કે જે પંખી "દેમાવંનદ" પાહાડની પડોશમાં વસેચ અને ઘણુાજ કંમઈઆબ હોએછે જેનું નાંમ "કેઅકેદરી" કરીને કેહેછે અને પાદશાહે કહીઉં કે એ પંખીઓનાં પીછો જો આતશ ર મુકી બારીઆમાં આવેતો તેનાં વાસાથીં મરકીનાં મરજનો અટકાવ થાએછે. એ પછે પાદશાહ પાછો શેહેરમાં જવા નીકલેઆ તેની સાતે હમે પણુ ગીઆ.

એ "નઅરોજ"નું જશંન બરાબર રીતે છ દાહાડા સુધી ચાલવું જોઇતું હતું કે જે વીશેની વીગત કેટલાએક ઉગમ પરાંતનાં તેમજ ઘણુાએક કાબેલલ ઇઊરોપીઅનો લખી ગીઆછે અને "નઉરૂજ" નાંમનાં એક કીમતી પુસતકમાં એમ લખેછે કે,

"જંમશેદ પછેનાં બીજા ઇરાંણી પાદશાહાઓ ફરવરદીન અથવા મારચ મહીનાના જશંનનાં છ છ ભાગો કરતા હતા, ઇઆને છ દાહાડા શુધી એ જશન ચાલુ રેહેતું હતું—તેમાંનાં પેહેલે દાહાડે પાદશાહા અને શાહાજાદાઓ એ જશંન કરતા કરતા.—બીજે દાહાડે અમીર ઉમરાઓ,—તરીજે દાહાડે ચાકરો,—ચોથે દાહાડે બેશ આશનાઓ,—પાંચમે દાહાડે હલકા. વરગનાં લોકો—અને છઠે દાહાડે ખેતીબાંનો કરતા હતા. "શાશાનીઅન" ટોલાંનાં પાદશાહોનાં જશંનમાં એહવી ચાલ હતી કે પાદશાહ દરએક વરગનાં લોકની મોલાકાત દરએક દીવસે લેતો હતો અને તવોપર પોતાંની ખખશેશ કરતો હતો અને છઠો દાહાડો તે ખેલવતમાં અને પોતાનાં દોસત આશનાંવોની શંગતમાં ગુજારતો હતો, તટલા વાસતે એ દીવસને "નઅારેજે ખાશ" કરીને કેહેતા હતા. અને એજ દીવસે જે ભેટ અને હદીઆની ચીજો જમાવ થાતી હતી, તે મધેથી થોડાએક ભાગ તે લોકોને વેંહેંચી આપતા અને બાકીનુ તીજોરીમાં મુકાવતો હતો.

વલી એવુંબી લખેલું છે કે ખોદાતાલાએ એ દીને દુનીઆને પેદા કરી શઘલા ઘરેઆને ફરતા કીધા હતા.—આદંમ જાતનેબી પેહેલમાં એજ દીને પે

દા કીધુ હતુ તથી એ દાહાડાનુ નાંમ નઓરોજ અથવા નવો દાહાડો કરીને આપીઊ.—વલી કેટલાએક ગરંથોમો એહવુ કેહેચ કે "જમશેદ" કે જેનુ અવલ નાંમ "જંમ" કરીને હતું અને જેને આરબ લોકેં "મતુશલખ" (Metusalekh) કરીને કેહેછે તે જેહારે દુનીઆની આશાપાશ મુશાફરી કરી રહેઓ તેઆરે "આજર બેજંન" નાંમનાં શેહેરમાં આવી પોહોંચઓ. એ શેહેરમાં તણે એક ઘણુીજ ઊંનચી જગાની ઊપર ઘણુાંજ ઉમદા હીરા અને જહવેરથી જડેલુ એક કીમતી તખત ઉગમણુ દશાની તરફ મોહોડું કરી મુંકાવેઊં, ને એ પછે એક ઘણુજ જહલેદાર તાજ પોતાને માંથે મુંકી, તે તખત ઉપર બેઠો, ને તે એહવા રીતે બેઠો કે શુરજના ઉગવાથી પેલા જહવેરદાર શંનગારનું તખત અને તાજ અતી ઘણુ દીપકવા અને જહલે આપવા લાગુ. એ જોઇ લોકો અતીઘણાં મધન થાએઆં અને આએ એક નવા વરશનો દાહાડોછે એહવું એક અવાજે પોકાર મારી કહીઊં. "શીદ" બોલનો અરથ પેહલવી ભાશામાં જહલકાટનો અથવા રોશનીનો થએછે, તથી એ બોલ તે પાદશાહાનાં અશલ નાંમ "જંમ" શાથે જોડી "જમશીદ" કરી તેનુ નાંમ રાખીઊં અને એ દીને ખુશાલીનુ ઘણુ મોટુ જશંન કીધું. એ પછે એ જશનની કીરીઆ દર વરશે કરતા આએઆ અને "નઓરોજે ખાશ"નો દાહાડો ખોરદાદ રોજેને દાહાડે પડેચ કે જે ફરવનદીન મહીનાનો છઠો દાહાડોછે. એ છઠે દીને પાદશાહ "જમશેદ" ફરીને પોતાનાં તખત ઉપર બેશતો હતો ને પોતાના વજીર ઉમરાવોને ભેગા કરીને પોતાની રઇએતને ઘણીજ શારી શલુકાઇ અને ભલમણુશાઇથી વાએજ કરી એમ કેહેતો હતો કે,

"તમો, તે શરવ શકતીવાંન ખોદાતાલાના બંદાઓ છેઓ ને તમોને ઘટેચ કે શાફ પાંણીથી તમે વજુદ કરો ઇઆને બંદનને ધોવો અને તે શાહેબની બંદગીમાં અથવા શોકરગુજારીમાં મશગુલ થાઓ અને દર વરશે એ "નઓરોજ" ને દાહાડે એ કીરીઆ તમારે કરેઆ જાવું, એટલા વાશતે એ દીનને તવો "નઓરોજે ખાશ" કરીને કેહેતા હતા.

"હેવુ કેહેચ કે" ઇરાન દેશનાં "શાશાંનીઅન" ટોલાનાં પાદશાઓ એ નઓરોજનાં ૭ દીવશોનાં અરશામાં પોતાની રઇએતની અરજો કબુલ રાખતા હતા,—બંદીવાંનોને છુટા કરતા હતી—ગુનેહગારોને માફી બખશતા હતા,—અને ખુશારામશની અને મોજ મહજામાં મશગુલ રેહેતા હતા.

"જમશેદ" નાં વખતનાં એ જશનને વીશે બીજા ગરંથકારોએ લખીઊં છે તેમ "ફીરદોશી" એ ગીઆં ૯૦૦) વરશ પર આએ રીતે લખુ છે કે,

(ફારશી ભાશાનાં બેતો)

જેહાંન અંનજુમન શુદ બરે તખતે ઉ.
શેગુફતી ફરમુંનદ અજ બખતે ઉ.
બ જમશીદ બર ગોહર અફશુનદંનદ,
મરંન રૂજરા રોજે નઓ ખુંનદંનદ
શરે શાલે નઓ હોરમજે ફરવદીન,
તંન આશુદે અજરંજો હંમ દીલ જે કીન.
બુજરગાંન જે શાદી—બર આરાશતંદ,
મએઓ—રૂડો—રાંમેશ ગેરાંન ખાશતંદ
ચીનીન જશને ફરરૂખ અજુન રૂજગાર
બમાં મુંનદ અજ ખુશરોઆન ઇઆદગાર

(ઊપલાં બેતોનો તરજુમો).

જેહાંન ભેંગી થાઇ તેના તખતની પાશ,
દમાંમ તેનો જોઇ ગીઓ હોશ ને હવાશ.
કીધો શઊએ ગોહરનો "જમ" પર નેશાર,
"નઓરોજ" દાખલ કીધો તે દીન બરકરાર.
પેહેલો રોજ હોરમજ ને ફરવરદીન માશ,
ગણુાએઓ નવા શાલનો દીવશ તે ખાશ,
રંજથી ફારેગ થાએઆં ઇનશાનના તંન,
હઇઆંઓ કીનો તજી થાએઆં મધંન,
બુજરગોનાં જીવ થાએઆ ખુશીથી પુર,
રંગરાગ અને શરાબથી થાએઆ ચકચુર.
એવી રીતનું જશન ખુબી—ભલાઇદાર,
કદીમ શાહથી આજ તક રહીઊં ઇઆદગાર.

તમો મીજલસનાં સાહેબોની તથા બીજા વાંચનારાઓની ખાતરી કરવા ફીજે જમશીદી નઓરોજનાં જસનને લગતા સાએર "ફીરદોસી" નાં ઉપલા બેતોનો તરજુમો "સર ઉલીઅમ અઓજલી" નામનાં નામીચા અંગરેજ ગરંથકારે પોતાનાં પુસતકમાં આપેલો છે તે અતરે રજુ કરૂં છેઉં.

"Jumshed afterwards assembled the the sages and learned men, and placed them before his throne, and he himself sat upon the throne, and administered Justice, and all the people were gathered together around him, and that day was named "Nauruz," or the New day."

"His splendid throne, around which "all the people crowded, lost in amazement "at his glory and prosperity. On Jemshid "they scattered precious Jewels, and called "that day the New day." It was the begin-"ing of the New Year, on the day *Hor-"muzed* in the month of *Farvardin* (or "March), when the body was relieved from "fatigue, and the mind from anger or vexa-"tion, that the nobles to express their de-"light, prepared a banquet of wine, and "called for musical instruments and sweet "singing minstrels. From this time an "auspicious festi-al of the same kind has "continued among us; a memorial of the "ancient Kings."

અંગરેજ ગરંથકારની તેમજ બીજી કેતાબોની સાહદતોપરથી "જમશેદી નઓરોજ" નામનાં ભલાં જસન વીશે અમોએ ઉપર લખયા મુજબ બીઆંન કીધું છે—અને અમો આશા રાખીયે છીયે કે એ મુબારક અને કદીમ જસન જે આપણાં કમજાતીઓ હાલ કેટલીએક આપણી દીનઆઇનની, તેમજ તવારીખને લગતી બીજી ચીજો સાથે વીસરી બેઠાછે તે વીશે નવેસરથી તેવોમાં શોખ અને ઉલટ ઉતપંત થાય, અને આપણાં પુરાંતમ વતનનાં પાદશાહો અને પેહેલવાનોની કીરતી અને તેઓની ભલાઇ અને નેકીની ઈઆદનો આતશ તેઓનાં હઇયાંમાં રોશન અને બરકરાર રેહે, (આમીન.)

## શેઆલાની અથવા બરફ પડવાની મોસમમાં એવાં દેશો તરફ અતી ઘણી સખતી અને દુખ ભોગવવું પડે છે, તેથીબી વલી એ જમશીદી નઓરોજનો હીંગામ બહુ વધારે રલીઆંમનો અને ખુશી તથા સુખ આપનારો હોય છે તે વીશે.

પાહાડી મુલકો તરફ થંડીની અથવા બરફની મોશમમાં મનુશ જાતને તેમજ બીજાં પરાંણીઓને બહુ મોટી પીડાકારીઓ ભોગવવી પડેછે, તેથી જેઆરે ઉપર જણાવેઆ મુજબનો "જમશેદી નઓરોજ" નો ગરમીની મોશમનો હીગામ આવેછે તેઆરે શઘલાં પરાંણીઓને મોટી ખુસાલી અને મોટો આંનંદ ઉપજવો જોઇએ એવુ આપણથી કુદરતી રીતેજ મનાઈ સકેછે. શેઆલાની મોશમનાં દુખ અને શખતી વીશે જેમ બીજી બીજી તવારીખ પુશતકોમો તેમજ આપણા પારસી લોકોનાં "વંદીદાદ" તથા મીનોખેરદ નામના પુરાતમ પુસતકોમાં નીચે લખા મુજબનાં એશારા આવેલાછે—.

(Vendidad Pargard—1.)

(Airyanavaeja.) Ten—winter—months are there,—two summer-months.

"Thus the Minokhired says—

The Dev-of winter is most vehement in Eran-vej. In Eran-vej the winter lasts ten

months and summer two months,—and these two summer months are cold as water, cold as to the earth, cold as to the trees.

થંડીથી જાહાડો બાગનાં અને જંગલનાં બલીને વગર પાતરાંનાં તથા વગર છાલનાં તદન નાગાં—અને કોલશાના જેવાં કાલાં બાહેરથી થઈ જાએ છે, અને તે જાહડોનો જીવ અથવા ગરમીનો આતશ તે જાહાડોના ડરમો અથવા ટલાઆંમાં જઈ ભરાઈ બેશેછે. અને "જમશેદી નઓરોજ"નો દીવસ ઊગતાંજ તમામ વનશપતી—અને તમામ જાહડોપર પીલા—ઊગી નીકલેલા દેખાએ છે તેથી તેની ખુશાલીમાં માણશો તેમજ પક્ષીઓ જશનો કરે છે—અને ગાએણો ગાએ છે.

આગલા વખત ઉપર ઈરાંનની અસલી ભોમીમાં ૧૦) મહીનાં સરદીની અને ૨) મહીનાં ગરમીની રૂતુ રેહેતી હતી એમ ઊપલો તવારીખી લેખ બતાવે છે. જેઆરે એ ૧૦) મહીનાનાં શેઆલાની રૂતુની બરદાસત નહી થઈ, તેઆરે અસલી ઈરાંની લોકો વધારે ગરમ દેશ તરફ હઠતા આવેઆ હતા, અને જયાં તરણ મહીનાં સરદી,—તરણ મહીનાં ગરમી,—તરણ મહીનાં વરસાદ પાણી,—અને તરણ મહીનાં બાહાર અથવા વસંત રૂતુની ખુશ હવા રેહેતી તયાં આવી રહયાં હતાં.

"**દિનકરદ**" નામની કેતાબમાં શેઆલાની રૂતુ તરણ મહીનાં જણાવી છે,—તે રૂતુ દેએ મહીનાંથી સરૂ થતી, તે સપંદાદ મહીનાંની આખરી સુધી રેહેતી હતી. એ હીંગામમાં જે ગાહમબારનાં જસન થતાં તેનું નામ "**મેદીયારેમ**"—નાં ગાહમબર હતું.

"**દિનકરદ**"—માંજ લખયું છે કે, વરસની સરૂઆતની રૂતુ તે બાહારની અથવા વસંતની રૂતુ છે,—તેની હદ માસ ૩) ની છે,—ખોરશીદ જેઆરે મેખ રાશીનાં બુરજમાં પેહેલાં નુકતાની હદપર આવે છે, તેઆરથી તે મેખ,—વરખ,—અને મીથુન,—નાં બુરજમાં તરણ માસ પુરાં કરે છે તયાં તલક એ રૂતુ ચાલે છે. હવે એ તરણ મહીનાં તે "ફરવરદીન મહીનો—અને હુરમજદ રોજથી, તે ખોરદાદ મહીનો અને અનેરાંન રોજ સુધીનો જાણવો,—અને એ મુદત વચે જે ગાહમબારનું જસન અસલી વખતથી કરેઆમાં આવે છે તેને "**મેદીયોજરમ ગાહમબાર**" કહે છે,—એમ ઉપલી કેતાબમાં ખુલાસાથી સમજાવેલું છે. હવે શાહાનામાં મધે જણાવેલી વાત અને લખાએલા બેતો જે વાંચી સંભલાવેઆ તેમાંથી બરોબરજ એજ વખત લખેલો છે, તે એક ચોકસ પુરવારી છે, કે થંડીની સખત રૂતુ પછીજ, એ ખુશનુમા રૂતુનાં જસન રોજે અવલથી મુબારક ગણીને કરેઆમાં આવે છે, અને તે અંગરેજી મારચ મહીનામાંજ આવે છે.

"ગાહમબાર" નાં જસનો છે તે ગોઆ રૂતુઓની ફેરબદલીનાં—તથા તે રૂતુઓમાં ઉતપંત કરેઆમાં આવેલી ચીજોની શોકરગુજારીનાં અથવા તે સાહેબનો ઉપકાર માનવાનાં તેહેવારો છે. જેમ કે—

( ઉતપંન થાએલી ચીજો. )

૧) "મેદીઓજરમ"—ગાહમબારનું જસન—"**આસમાન**" બનાવાનાં ઉપકારમાં છે.

૨) "પેતેસહેમ"—ગાહમબારનું જસન—"**જમીન**" બનાવાનાં ઉપકારમાં છે.

૩) અઈઆથરમ—ગાહમબારનું જસન **ઝાડપાન** બનાવાના ઊપકાર બાબેતું છે.

૪) મેદીઆરેમ—ગાહમબારનું જસન **ગોસપંદો** બનાવાનાં ઉપકારમાં છે.

૫) હમસપથમએદમ ગાહમબારનું જસન **આદમી** બનાવાંનાં હેશાંનમાં થાય છે.

**એ સઘલાં જશનોની ઉતપંતી "જમશેદ" નાં વખતથી થયલી જણાવેલી છે.**

ઉપર જણાવેલા નામ નીશાનવાલા ગાહમબારોના જશનો તથા ખાણાં પીણાં અસલી પાદશાહો અને પારસીઓ કરતા હતા તે બાબેની દુવા—આફરીનોનાં પુશકલ કલાંમો જુદી જુદી કેતાબોમાં લખાએલા છે તે મધેથી કેટલાએક સખુનો અતરે કહી સંભલાવી તમો ભાઈઓને તેમજ તમામ ખાસો—આમ જરતોસતીઓને અમારી તરફની દુવા દીજીએ છઈએ—

(ગાહમબારની આફરીન.)

"ખોદાએતાલાએ બખશેશ કીધી, અને ભલાં લોકોએ ફરમાવયું, પરસતેસ કરનારાંઓએ બનાવયું અને મુસતેહક લોકોએ ખાધું. એ પરમાણે ખોદાએતાલા હમેશ બખશેશ કરજો, અને ભલા લોકો હમેશ ફરમાવજો, તથા પરસતેસ કરનારાંઓ હમેશ બનાવજો, અને હકદાર અશો લોકો હમેશ ખાજો. આએ મકાંનમાં લાંબી મુદત સુધી, સંઘલાઓની ખુશી ખોરરમીનો ખોદાએતાલા વધારો કરજો. નદીનું પાણી, ઝાડનાં ફલ, ચોપગાં ગોસપંદોનું દુધ, અને જોરમંદોની શકતી કાયમ રેહેજો. બુજોરગ મજદીઅસની દીનના લોકોની ઓલાદનો, પાક ઇઝિજદાં વધારો કરજો, અને તેઓની બુજોરગીમાં દરરોજ વધારો થજો. બેહેતર ઇઅજદાં પરસતી દીનની વાકેફકારીનો ફેલાવો, સઘલી પરથવી ઉપર હોજો. આએ "મેદીઓજરેમ" (અથવા આજનુ જમશેદી નઓરોજનુ જશન.) ગાહંબારના બુજોરગ અને બેહેતર મીનો સરદાર (અહુરમજદ)ની ખશનુદીથી પરથવી ઉપરના સઘલા ભલા લોકોને, સવાબનો હમબેહેરો પોહોંચો. તથા તેહેની બુજોરગી અને કીરતીનો વધારો થાઓ. આએ કીરીઆનું કાંમ ફતેહમંદ થાઓ. અને ભલી મજદીઅશની દીનની કીરતી હફતકેશવર જમીન મધેનાં નામખનાંમ શેહેરોમાં મોરાદ મોઆફક પરકાસો. અને શેહેરો મધેનુ આએ (ફલાનુ) સેહરછે તેહેમાં ઘણી ફતેહમંદી અને ખુશી ખોરરમી જારી રહો. તથા કીરતી અને બરકતનો ઘણો વધારો થાઓ. અને આએ "મેદીઓજરેમ" ગાહંબારના (જમશેદી નઓરોજ) બુજોરગ અને બરતર મીનો સરદાર (અહુરમજદ)ની ખશનુદીથી પરથવી ઉપરના સંઘલા લોકોને, સવાબનો હમબેહેરો, તથા બરકકત ભરેલી કીરતી પોહોચો. જેહેનો (ઇઆને જે ગાહંબારનો) વખત દહાડો અને સરદારીછે, તેનીં મેં ઇજશને કરેલીછે. દરૂન ઇજેઆછે, અને મીઅજદ કીધીછે, તે સંઘલું સફાઈ ભરેલા નુરમંદ °અમરગ અને બુજોરગ દાદાર અહુરમજદની હજુરમાં કબુલ પડો. અને આએ "મેદીઓ જરેમ" ગાહંમબારના બુજોરગ અને બરતર મીનો સરદાર (અહુરમજદ)ની ખશનુદીથી પરથવી ઉપરના સંઘલા ભલા લોકોને સવાબનો હમબેહેરો, તથા બુલંદી, જોર, કઉઅત, હીમત, અને ફતેહ ફીરોજી પોહોચો. અને આએ હમારૂં કરવું તેહેને (ઇઆને દાદાર અહુરમજદને) કબુલ પડો. અને તે સાહેબ હમારો નગેહબાંન, હમોને નકીનો બખશનાર, હમારેથી રંજ તથા સખતીને પાછી રાખનાર, અને હમારી મોરાદ બખશનાર થાઓ. જેહેની હમોએ એક મરતબે ઘણી થોડી મેહેનત અને આસાંનીથી કરેલી મીઅજદ હમોએ બીજા હજાર મરદો સાથે હજાર મરતબે કરેલા મીઅજદની બરાબર કબુલ થાઓ."

ઉપર મુજબનુ ભાશાણ સભાની તરફની મોટી ખુશાલી અને ગાબાશીના અવાજ વચે "મી૦ મનચેરજી મનશુખે રાતનાં આસરે ૭ા કલાકને અમલે ખતમ કીધું હતું, અને એ મીજલસનાં સરનશીને તથા બીજા સભાસદોએ

મી૦ મનચેરજીની વખાણ કરી તેવણનો મોટો ઉપકાર માંનીઓ હતો. તે બાબદ એ જશનની ખુશાલીનુ મોટી ધાંમધુમ ભરેલું ખાંણું પીણું તથા ભણવું અને કીરીઆ કામ મી૦ કુવરજી નવરોજી કંટરાકટરે અથવા પાગડીવાલાએ ખુદ પોતાની અંગતનાં ખરચથી "કામાબાગ-માં કીધું હતું, તે જગોએ અકસર મીજલશીઓ ગીઆ હતા અને તાંહાંની તરેહવાર જાતની લેહેજતદાર નેઆમત ખાઈને આંનંદ થઈ પોતાને ઘેરેબારે ગીઆ હતા.*



આગલા વખત પર ઇરાન દેશમાં ગાહમબારનાં જશનો, વરસની કહી-કહી ફસલો અથવા રૂતુઓ પર થતાં હતાં તે બાબેની શોધ અને તપાસ કરતાં રોશન આંઈનાંની મીસાલે આપણને માલમ પડેછે કે તે વખતે રૂતુનો અને જશનનો હીંગામ ખરોબર એક સરખી રીતેથીજ આવતો હતો, અને હાલમાં જેમ મુંબઈ ગરા અથવા હીંદુસતાંની પારશીઓ ફેરફાર રતુઓમાં ફેરફાર ગાહમબારનાં જશનો કરેછે તેવું એબ વંતું અથવા ખાંમી ભરેલું કામ થતું નહી હતું.

અમારી દીનઆંઇનને લગતાં તથા બીજાં તવારીખી પુસતકોમાં ગાહમબારનાં જશનો જે જે મહીનાઓ અને રૂતુઓમાં પડતાં હતાં, તે વીસેનાં ટુક એશારા કીધેલાછે તે જાણવા જોગ સમજીને કંઈકે ખોલાસો હમો અતરે કરવાનું ઘટતું જાંણીએ છઇએ.

* "મી૦ મનચેરજી મનસુખ"--નાં ભાશાણને લગતો ઉપલો સગલો એહવાલ જે "સતીઅ મીતર" માં તથા બીજાં નીઉસપેપરમાં છપાએઓ હતો તે ઉપરથીજ અતરે દાખલ કરેઓછે એમ વાંચનારા શાહેબોએ ઈઆદ રાખવું. તથા એ પછેનો બાકીનો ભાગ જે આગલાં વરસો ઉપર "મી૦ મનસુખ" ની કલમથી લખાઇ છપાએઓ હતો તે ઉપરથી લીધેલાછે.

ખોદાતાલાએ આએ દુનીઆંની તમામ નેઆંમતો ૩૬૫ દાહડાનાં અરસામાં બનાવી હતી, અને એ નેઆંમતો મનુશજાતનાં ઉપીઓગમાં આવેછે, તથા તેમનાં જીવતરને શુખ-સંપજ અને આરાંમ ભરેલું રાખેછે, તેથી તે દઆલુ દાતારનો ઉપકાર માનવા તથા તેની ઘટતી સતુતી અને શેતાએશ કરવા-કરાવા શારૂ મનુશજાત પોતાની ખરી ફરજ વીચારેછે. અને એવી ફરજ અદા કરવા શારૂ એક વરશની મુદતમાં છ હીંગામો ઠેહવેઆમાં આવેલા દીશેછે, કે જેને "ગાહમબારો" ના નામથી જણાવેલા છે. એ છ હીંગામો અથવા ગાહમબારોનાં નામ નીશાંનો હમો આગલા ભાગમાં જણાવી ચુકા છઇએ, અને એ દરએક નામવારા ગાહમબારની કીરીઆ (તથા જશનો ૫) પાંચ દાહડા તલક ચાલુ રેહછે.

(મેદીઓજરેમ ગાહમબાર વીશે.)

ઉપર જણાવેઆ મુજબ "મેદીઓ જરમ" ગાહમબારનુ જશન બાહરની અથવા વશંત રૂતુની મોસમ પર થતું હતું, અને એ બાબેનો એશારો "વીસપરદ" નાં પેહલા કરદા મધે નીચે મુજબનો જણાવેઆમાં આવેલોછે—

અવસતા.

"નેહ વેદીઅમે-હંકારીઅમે-ઇઆહરીઅખીઓ અશહે રતુબીઓ મઅદીઓ જરેમીએહે પઇઅિંધહે અશઓનો અશહે રથશો."

(ઉપલા અવસતાનો અરથ)

"ગાહમબારનાં નેક વખતો મધેથી દુધ સ
"થેનાં મેદીઓ જરેમ નાં નેક વખતની હું ઇ
"આદ આપું છેઉ-અને તેની કીરીઆ કરવા શારૂ
"જણાઉ છેઉ."

ઉપલા ફકરામાં દુધ સાથેનાં—"મેદીઓ જરમ"—ગહમબારની જે નીશાની આપીછે તેનુ સમજવું એ જે, વસંતરૂતુ અથવા બાહરનાં

મોશમમાંજ (અથવા અંગરેજોનાં મારચ મહી નામાંજ) એ જશનની રૂતુની શરૂઆત થાએછે જેને અંગરેજો (spring) કેહછે. એ બાહર ની રૂતુનાં વખતનાં દુધ અથવા રંગ-રસ ભરેલા હીંગામમાંજ એ ગાહમબારનાં જશન અને કીરીઆ ઈરાનમાં થતી હતી એમ જે લખ્યુંછે તેનુ કારણ એ કે બાહારની અથવા બસંતની રૂતુમાં સઘલાંજ દેશોમાં તેમજ ઈરાંનમાંબી તમામ જાહડોનાં તેમજ તમામ પરાંણીઓનાં બદનોમા રશ, લોહી, રંગ અને દુધનો પુશકલ વધારો થાએછે, તેથી સરવે ચીજોમાં તરી અને તાંજગી નજર આવેછે. એ બાહરની રૂતુમાં કેટલાએક દેશોમાં જે દીલકશ રેખાવ થઈ રેહ છે તે બાબેનુ ટુક બેઆંન આ ચોપડીનાં પેહલા ભાગમાં હમો પરગટ કરી ચુકા છઈએ તેથીજ દાનાવ વાંચનારાઓ ખરો સાર સમજી સકસે.

વલી ગાહમબારોનાં જશનો ઘણા પવીતર અને ખુબીવંતાંછે તે બાબે આપણા અશો જરતોશત પેગમબરે અવસતાઈ કલાંમમાં એક બીજો ફતવો એવોબી સંમજાવેલોછે કે—

"વરશની શરૂઆતથી ૪૫) પીશટાલીસ મે "દીવશે,-અરદીબેશત મહીનામાં દપમેહર રોજને "દાહડે ખોદાતાલાની બંદગી કરવા સારૂ "મેદી "ઓ જરમ" નુ જશન કરવું ઘટારતછે."

દીનદાર વાંચનારાઓ જોશેકે જેમ આપરાં ધરમ પુસતકોને લગતા લેખો તેમજ આગલી પાછલી તવારીખોનાં લેખોનાં આધારથી અને આપરી સાદી અકલની તપાસથીબી ખોલલી રીતેથી આપરી ખાતરી થાએછે કે આગલા વખતમાં ફરવરદીન (મારચ) મહીનાથી તે ખોરદાદ (મેએ) મહીનાંની હદ શુધીનાં તરણ મહીનામાં બાહર અથવા બસંત રૂતુનો હીંગામ ચાલુ રહેલો કેહવાતો હતો, અને એજ હીંગામ ઉપર "મેદીઓજરમ" ગાહમબારનુ જશન થતું હતું. હવે હાલનાં તમામ બસતે કુસતીઆંન જરતોશતી ભાઇઓને હમારી તરફનો એજ એક સવાલ છે કે એ ગાહમબારનુ જશન જે તેઓ હાલ કરેછે તે તેનાં ઉપર કહેલા જેવા હીંગામ સર ખરોખર આવેછે કે નહી? કોઇબી ફકત સાદી સમજનુ માણસબી સેહલાઇથી કહી સકશે કે નહી તે તેમ આવતાં નથી, અને તેનાં ખરાં કારણો આગલ ચાલતાં આ ચોપડીના પાછલા ભાગ ઉપર પરગટ થાએલાં જોએઆમાં આવી શકશે.

(મેદીઓશેમ ગાહમબાર વીશે)

વલી "મેદીઓશેમ"-નામનાં બીજા ગાહમબારનુ જશન ગરમીની મધીઅુમ રૂતુમાં અસલી ઈરાંની પારશીઓ કરતા હતા, એમ તમામ સતાવાર પુસતકોમાં લખેલુંછે. **"વીશપરદ"** નાં પેહલા કરદાનાં અવસતાઈ કલામ મધે એમ જણાવેલું છે કે—

"અનાંજની કાપણીનાં, ઇઆને અનાજ કાપવાની મોસમ ઉપર આવનારા **મેદીઓશેમ** ગાહમબારનાં નેકી ભરેલા વખતની હું ઇઆદ આપું છેઉ, અને તેની કીરીઆ કરવા શારૂ જણાંઉ છેઉ."

હવે દરએક દેશનો અને દરએક કોમના સમજુ શખસ કબુલ રાખી સકશે કે અનાંજની કાપણી સદા ગરમીનીજ રૂતુમા થાએછે. અને એ ઉપરાંત "દીનકરદ" નામની બીજી કેતાબમાં જણાવેઆ મુજબ "બાહર" ની પેહલી ફસલ પછેની બીજી ફશલ ગરમીનીજ ગણાતી હતી, તે વીશે એ કેતાબ મધે પેહલવી ભાશામાં જે લખાંણછે તેનો તરજુમો નીચે મુજબનો કરેઆમાં આવોછે—

"વરશની બીજી ફસલ ગરમીનીછે, તે ફસલ ખોરશીદ જેઆરે કરક રાશીના પેહલા નુકતા ઉપર આવેછે તેઆરથી, તે ખોરશીદ એ કરક તથા સહી, અને કનેઆનાં બુરજે માસ તરણની મુદતમાં પુરા કરેછે તાંહાં શુધી તે રૂતુ ચાલુ રેહછે."

એ મુજબ માસ તરણ વેર ગરમીની રૂતુ ચાલુ રેહતી હતી એમ ખોલલું લખુંછે. તીર મહીનાંની શરૂઆતથી તે શહેરેવર મહીનાંની આખરી સુધી એ હીંગામ ચાલુ રેહતો હતો, અને "મેદીઓશેમ" ગાહમબારનુ જશન તીર મહીનામાંજ કરવામાં આવતું હતું તે વીશે આપણા પેગમબર અશો જરતોશતે અવસતાના પાક કલામની મારફતે એમ જણાવેલું છે કે,—"મેદીઓજરેમ" ના ગાહમબાર પછી ૬૦) સાહઠમે દીવશે, તીર મહીનો અને ૬૫ મેહેર રોજે, ખોદાતાલાની બંદગી કરવા સારૂં "મેદીઓશેમ" નુ જશન કરવું ઘટારત છે."

ઉપલા ખોલાસા ઉપરથી દરએક વાંચનારે ધેઆંણમાં રાખવું જોઇએછે કે, એ "મેદીઓશેમ" ગાહમબાર જો ગરમીનીજ રૂતુમાં આવવો જોઇએ એવું સાબેત થઇઉં છે, તેઆરે અતરેના હાલના જમાનાનાં જરતોશતીઓ જે એ ગાહમબારનાં જસન કરેછે તે એજ ગરમીની રૂતુમાં કરેછે કે નહી? અથવા એ ગાહમબાર એજ ગરમીની રૂતુને ટાંકણે આવે છે કે નહી? તે બાબેની તપાસ કરતા રેહવું જોઇએ છે. તફાવત માતર એટલોજ રેહવો જોઇએ કે આપણાં પુરાતમ વતન ઇરાન દેશ કરતાંને આએ હીંદુસતાન દેશમાં અથવા મુંબઈ શેહરમાં સરદી અથવા ગરમીની અસર થોડી ઘણી કમ અથવા જીઆદા રેહે. એ સીવાએ બીજો કંઈબી મોટો તફાવત રેહવો નહીં જોઇએ.

---

**ગરમીની રૂતુની અસર ત[illegible] [illegible]પાવ વીશેનો અગતનો અથવા વાંચવા [illegible] ખેલાસો.**

---

ઇરાંન તથા બીજા દેશનાં પાહડી લતાઓ તરફ ગરમીની રૂતથી એવીતો સખત અને અજાએબી ઊપજાવનારી અસર થાએ છે કે, ઉગતાં જાહડોનાં લાકડાંમાંથી ગોઆ આતસી વરાર નીકલે છે, તથા જાહડોનાં છાયાબી ગોઆ કોઈ બીજી જુદીજ ચીજના છાયા અથવા પનાહ હેઠલ જઈ ભરાવા ઇછે છે. તથા પરાંણીઓનાં બદનો મધેનાં લોહી ઉકલા ઉકલીને પશેવ રૂપનાં થઇને ચાંમડીની બાહેર ઊડી જાએ છે. એટલુંજ નહી, પણ બાજે વખત તો તે ઇનશાંનો તેમજ બીજાં પરાંણીઓ જમીનની અંદર ઊંડાં ભોંએરાં ખોદી ગોઆ જીવતાં જીવત ઘોરમાં ભરાઇ બેશે તેવા દેખાવો આપેછે. એ ગરમીની લુનો ટપોટો એટલો તો સખત પડે છે કે વટોલીઓ પવંન વટીક પોતાના પગો જમીનની સપાતી ઉપર અડાડવાને બીહે છે, તથા ખીલતાં અને ઉગતાં જાહડો પોતાનાં તન ઉપરની ચાંમડીઓ અથવા છાલો ફાડી નાંખીને નાગાં અથવા બીહીરાંનાં થવાને ચાહે છે. અને મનુસ જાતની દાહડીના બાલો ગોઆ રૂઉની ગરમા ગરમ સુજનીની મીસાલે લોકોનાં તનને તેમજ જીવને કચવાટ ઉપજાવે છે. જંગલ મધેનાં હરણોનાં પેટ મધેની કસતુરીનાં ગાભો એ જાલમ ગરમીના આતસની હગરતથી પીગલી જઇને લાલ રગત અથવા લોહીની મીસાલે વેહતા થાએ છે, અને શીઆલાની વખતનાં બરફનાં તલાવો અને નદીઓનું પાંણી પટલું અને હીલતું થઇને મોજાની મીસાલે આસપાસની જગાપર છોલ મારેછે, તથા રેતીનાં મેદાંનો ગોઆ હીલતા અને રેલતા દરીઆઓ બનેછે. અરે! જેમ ચેરાગની રોશનીની અસરથી મીનબતીનુ બદન પીગલેછે, તેજ મીસાલે એ પાહડી ગરમીની અસરથી પરાંણી જાતનાં હાડકાં મધેની ગુર તવાઇને ગોઆ પાંણીની મીસાલે વેહતી થાએ છે. આકાશની હવામાં તરનારાં પખશીઓ અને દરીઆનાં પાણીમાં વશનારાં માછલાંઓ, ગોઆ ઉકલતાં તેલની ભઠી અથવા કહડાઇઓની અંદર ભુંજાતા હોએ તેવાં તફડીઆં મારે છે. અને નીરમલ પાંણીની અ

પ્રર અથવા હસતી વગર આશમાંન ઉપરનાં ગાદલાંઓ વટીક પોલાઈ તથા સુકાઈને સુકાં અને કોહેલાં કાગલોનાં ટુકડાઓની મીસાલે અથવા પીંજણીનાં રૂઉનાં પોહરીઆંની મીસાલે ઉડીને ચો તરફ ખડતાં અને પરતાં નજર આવે છે !

### જમશેદી નઓરોજના અથવા નવાં વરસની શરૂઆત પછેના તરીજા ગાહમબાર "પેતેશહેમ" નામનાં હીંગામનાં જશન વીશે.

નવાં વરસની શરૂઆત પછે તરીજા ગાહમબારનાં જશન થાએછે તે ગાહમબારનુ નામ "પેતેશહેમ" છે. એ ગાહમબારના દીવશો શહરેવર મહીનો અને આસતાદ રોજથી તે અનેરાંન રોજ તલક ચાલુ રેહતા હતા, અને એ જશનનો વખત ગરમીની અથવા ઉનાલાની રૂતુ આખર થએઆ પછી આવતો હતો, કે જેઆરે દેશની આબો હવા સઘલી રીતે સંમધાત અથવા મોઅતેદીલ રેહતા હતા, અને મુલકની આસપાસના દેખાવની ચીજોમાં તેમજ હર તરેહની વનપસતીનાં રંગ રૂપમાં મોટો ફેરફાર થાએલો નજર આવતો નથી તેવી રૂતુ ચાલુ રહેછે. એ ગાહમબારનું જશન એવીજ અસરવાલી રૂતુના હીગામ સર ઇરાંન દેશામાં કરેઆમાં આવનું હતું તે વીશે આપણા અશો પેગમબર સાહેબ જરતોસતના અસલ અવસતાઈ કલામોનો તરજુમો જે થાએલો છે, તે ખરી ગહવાઈ તરીકે અતરે રજુ કરવાને ઘટતું વીચારીએ છઇએ—

"ગરમીની વીદાગીરીના, ઇઆને ઉનાલાની રૂત ઉતરવાની મોસમ ઉપર આવનાશ, પુનવંતા પેતેશહેમ ગાહમબારના નેકી ભરેલા વખતની હું ઇઆદ આપુ છેઉ, અને તેની કીરીઆ કરવા વીશે જણાઉ છેઉ."

વલી આગલ ચાલતાં એજ અવસતાઇ કલામમાં બીજે ઠેકાંણે એમ લખે છે કે—

"મેદીઓશેહમ ગાહમબાર પછી પંચોટેર દીવશે શહરેવર મહીનો અને અનેરાંન રોજે ખોદા તાલાની બંદગી કરવા સારૂં પેતેશેહમેનુ જશન કરવું ઘટારત છે."

ઉપર જણાવેલા અસલી લેખો મધેનાં એશારા ધેઆંનમાં લીધાથી ચંચલ વાંચનારાઓની ખાતરી થશે કે હાલ હીંદુસતાંનમાં જે એ નામનાં ગાહમબારના જશન કરેઆમાં આવે છે તે એ રૂતુના વખતને એકમલતાં આવતાંજ નથી, અને તેનો ખરો સબબ એજ કે સુરજની ચાલની વરશ દાહડાની પકી ગણતરીનો હીસાબ કરકસર સુધાંનો ગણવાને આપણા લોકોએ લાંબી મુદત થઇ તદનજ પડતું મુંકીઊ છે, તેથીજ જશન કરવાના અને રૂતુના બદલાવાનાં વખતમાં ફેરફાર થઇ ગીઓ છે.

### જમશીદી નઓરોજ અથવા નવાં વરસની શરૂઆત પછી "અઇઆથરેમ" નામનો ચોથો ગાહમબાર આવેછે તે વીશે.

મેહર મહીનો અને આસતાદ રોજથી તે અનેરાંન રોજ સુધી એ ગાહમબારનાં જશનનુ કીરીઆ કામ ચાલુ રેહતું હતું, તથા વરસાદ અથવા પતજહડીની રૂતુમાં એ ગાહમબારનો વખત આવતો હતો તે વીશે પેહલવી ભાશાની અસલી કેતાબનાં "વીસપરદ" નાં પેહલા કરદાનાં અવસતામાં એમ જણાવેઆમાં આવું છે કે—

"રપીથવનનો હીંગામ જઇને જેઆરે બીજી હાવન થવાનો વખત આવે, અથવા વરસાદ પડવાની મોસમની સરૂઆત થાએ તે વખત ઉપર એ "અઇઆથરેમ" ગાહમબારનાં નેકી ભરેલા વખતની અથવા જશન કરવાની હું ઇઆદ આપું છેઉ."

હવે રપીથવન વીશે ખોલાસો એ છે કે, એ સબદનો અરથ ગરમી અથવા ગરમીની રૂતુની સરૂઆતનો વખત સમજવો. રપીથવન ગેહનો અમલ આપણા દીનદસતુરોનાં જણાવેઆ મુજબ આપણા અસલી ઈરાંન દેશમાં સાત મહીનાં તલક ચાલતો હતો, અને તે ફરવરદીન મહીનો અને અહુરમજદ રોજને દીનથી શરૂ થાએલો ગણાતો હતો. અને એ પછે "બીજી હાવંન ગેહ" નો અમલ શરૂ થાતો. "બુનદેહશને" નામની પેહલવી કેતાબમાં એમ લખેલું છે કે—"આફ્તાબી ફ્રવરદીન મહીનો અને અહુરમજદ રોજથી તે આફ્તાબી મેહર મહીનો અને અનેરાંમ રોજ થાએ તાંહાં સુધી માસ ૭) સાત તલક રપીથવનનો વખત ગણવો, તથા આફ્તાબી આવાં મહીનો અને અહુરમજદ રોજથી તે સપંદાદ મહીનો અને ગાથા ગાહમબારનાં પાંચ દાહડા પુરા થાએ તાંહાં શુધી "બીજી હાવન" નો વખત ગણવો.

એ ઉપરાંત બીજાં પુસતકમાં જણાવીઉં છે કે—"પેતશેહમ ગાહમબારના વખત પછી તરીસ દીવશે, મેહર મહીનો અને અનેરાંન રોજે દાદાર અહુરમજદની બંદગીને સારૂં "અઇઆથરેમ" ગાહમબારનુ જશન કરવું ઘટારત છે."

એ ઉપરથી દીનદાર વાંચનારાઓએ સમજવું જોઇએ છે કે વરસાદની રૂતુનો વખત મેહર મહીનો અને અહુરમજદ રોજથી આદર મહીનો અને અનેરાંન રોજ સુધીનો છે, અને એ "અઇઆથરેમ" નામના ચોઠા ગાહમબારનો વખત મેહર મહીનો અને આસતાદ રોજથી તે અનેરાંન રોજ તલકનો છે, માટે એ ચોઠા ગાહમબારનાં જશનનું કીરીઆ કામ એ વરસાદનીજ રૂતુમાં અસલી વખત પર બરોબર થતું હતું એવું સાબેત થાએ છે, તેઆરે એજ રૂતુને મલતા હીંગામ ઉપર હાલના જમાનામાં અતરેના પારસીઓ એ જશન કરેછે કે નહી તે તપાસવાનું છે. અને જો તે તેમ કરેઆમાં આવતું નહી હોએ તો તેનો ખરો સબબ સમજી અથવા સોધી લેવાનુ કાંમ કંઇ મુશકેલ નથી.

## વરસાદની રૂતુની અજબ જેવી અસર અને દેખાવને લગતા વાંચવા લાએક સખુનો.

વરસાદની રૂતુ બેઠાથી ઘણા શેહેરોનાં દેખાવમાં મોટો ફેરફાર થાએ છે. આએ દેશનાં રેહવાશીઓમાંથીબી જે શખસોએ ઘાટ, ખંડાલુ, પુણુ, અને દખણ તરફનાં જુદા જુદા લતાઓની જમીન અને પાહડોનાં દેખાવો એ રૂતુમાં જોએઆ હશે તેઓની પુરી ખાતરી થઈ હશે કે એ ખુશ હીગામ પર હવાના કીમીઆગરી હાત કેવી રીતે જમીન પરની ખાકના સીહા રંગને બદલીને લીલાં જહવેર જેવો કરે છે. આકશનાં વાદલાંઓબી ચોતરફ એટલોતો છંટકાવ જારી રાખે છે કે કોઇબી જગોએ ઉડતી અને સુકી ધુલ નજર આવી શકતી નથી, પણ જગે જગે જમરૂદી રંગનાં કીમતી ગલીચાઓ પંથરાએલા દીશેછે, અને જેમ ફુલોની પાંદરીઓ પર ઠારનાં ટીપાં બેસે છે તેમ દરએક ઘેર અને બંગલાનાં દરવાજાઓ અને દીવાલો પર પાંણીના બેહદ ટીપાં જુહુલાએ છે, અને ખોહ તથા ખાડાઓ પાંણીના રેલાથી ખુશ શરાબની જામો પેરે લબ સુધી ભરપુર થાએ છે, અને લબો પર પોટાઓ જલ કુકડીના બેદાંની મીસાલે એ પાંણીના સપાટી ઉપર ફુગતા અને તરતા નજર આવે છે, તે ગોઆ ખરાં જ્ઞનનાં આંધરાઓને તે સાહેબની કારીગરીનાં બેહદ નકશાઓ જોવાને ચશમાં તરીકે તેઓનાં હઈડાંની આંખોને મદદ કરેછે. તથા જેમ પસીનો એક હાથીની મસતી અને દેવાંનગીની નીશાંની બતાવે છે, તેમજ મધનાં આબી કતરાઓ

હાથીઆની સુનથી છુટા પડીને ચો તરફ પોકાર અને ઘોંઘાટ મચાવે છે. તથા રંગ–બેરંગી કમાંનો આકાશનાં કીલલા ઉપર ખુનખાર શંમશેરોની મીશાલે જુમબેશ કરીને હવાનાં મેદાંનમાં જંગ ભરી મારફાર અને ધર પકડ કરે છે. તથા રાત અને દાહડો વીજલીઓ ચાલાક માહવતોની મીસાલે તેજી આંકોસો હાથમાં રાખીને સીહા રંગનાં આભી વાદલાં ઓને મસત હાથીઓ પેરે હરદમ જુદી જુદી જગા ઉપર દોરધાંમ કરાવે છે, તેથી કુલ જગાઓ અને નેગાહો, તથા કુલ નકસો અને જીગરો સીતલ અને નીરમલ પાંણી–પાંણીજ ભરેઆં રેહ છે.

વરશાદની મોશમમાં ઉપર જણાવેઆ જેવી થતી અશરોથી આએ મુલક ખાલી નથી, તેથી એ વીશે વધારે લંબાંણ વીગત જણાવા ની અગત જોતા નથી. અને ઇઆદ રાખવું કે વરશાદ નાં જેવી રૂતુ ના હીંગામમાંજ ઉપલા "અઇઆથરેમ" નામનાં ચોઠા ગાહમબારનુ જશન થવું અને કરવું જોઇએછે; પણ હાલ જમાનામાં અતરેનાં આપણા લોકો એ ગાહમબારનું જશન કહી રૂતુમાં અને કીહા મહીનામાં કરે છે તે બાબે તેઓ અંજાણેઆ હોવા નહી જોઇએ;

---

## "મેદીઆરેમ" નામના પાંચમાં ગાહમબાર વીશે.

એ ગાહમબારનો વખત દેએ મહીનો અને મેહર રોજથી તે બેહરામ રોજ શુધીનો છે. એ "મેદીઆરેમ" શબદના અરથ એવો શમજાવેઆંમાં આવેલો છે કે "ઇરાંનના રેહવાશીઓની ફુરશત અથવા આશાએશનો વખત,"—એટલેજે શરદી અથવા બરફ પડવાને લીધે લોકોથી બાહેર નીકલીને કામકાજ અને ધંધો રોજગાર કરાઇ શકાએ નહી અને અકશર કરીને ઘરમાંજ ભરાઇ ને આતશની શગડી આગલ બેશી રેહેવું પડેછેતે જાતનાં વીશામો લેવાનો વખત. વલી એ ગાહમબારનું જશન થંડીનીજ રૂતુમાં થતુ રેહતું હતુ તે વીશે "વીશપરદ" નામની પુરાંની પેહલવી ભાશાની કેતાબમાં એમ જણાવેઆમાં આવીઉછે કે:—

"થંડીનાં વખત ઊપર આવનાર નેકી ભરેલા "મેદીઆરેમ ગાહમબારનાં નેક વખતની હું ઇઆદ "અ પુ છેઉં અને તેની કીરીઆ કરવા શારૂ જણા "ઉ છેઉ;"

વલી એજ મુજબ "વંદીદાદ" નામની કેતાબ મધે શેઆલા ઇઆને થંડીની રૂતુનાં તરણ મહીનાં જણાવેલાછે. એ રૂતુની શરૂઆત "દેએ" મહીનાંથી તે "શફંરદારે મેદ"મહીનાંની આખરી શુધી ચાલતી હતી એમ લખેલું છે.

એ ઉપરાંત બીજા અવસતાના કલામ માંબી એમ ફરામાવેઆમાં આવુંછે કે—"અઇઆથરેમ" ગાહમબાર પછી હેંશી દીવશે દેએ મહીનો અને બેહરામ રોજે દાદર અહુરમજદની બંદગી શારૂ "મેદીઆરેમ"–નુ જશન કરવું ઘટારતછે;

હવે ઉપર જણાવેઆ મુજબ આગલા વખત પર "મેદીઆરેમ"– ગાહમબારનો વખત "દેએ" મહીનામાં આવતો હતો, અને અતરેબી એજ નામનાં મહીનામાં એ ગાહમબારનુ જશન હાલ જમાનામાં કરેઆમાં આવેછે, તેઆરે એવું ચોકશ થાએછે કે એ હીંગામ ઉપર થંડીની રૂતુ હોવી જોઇએ; પણ અતરે "દેએ" મહીનો ગણી જેઆરે એ જશન કરેઆમાં આવેછે, તેઆરે થંડીની રૂતુની કંઇબી અશર જણાએછે કે નહી તે ઉપર દરએક શેઆણાં જરતોશતીએ દરીયાફ્ત કરવો જોઇએછે.

---

## થંડીની રૂતુનાં દેખાવ વીશેનુ અગતનુ એઆંન.

ઉપલા ભાગમાં "મેદીઆરેમ"શબ્દનો જે અરઠ શમજાવેઓછે, તે પ્રમાણે ઇરાન અને બીજા થંડીનાં મુલકોમાં, ઇનશાનો તેમજ બીજાં જાંનદારોને પોતાનાં ઘરો અને ગુફાઓમાં ભરાઈ રેહવું પડતું હશે તેમાં શક નહી. શબબ કે બાજે મુશાફરોએ જણાવેલી હકીકતો મુજબ એવી જગાઓ અથવા મુલકો તરફ થંડીની રૂતુમાં ઘણોજ શખત અને ઘણોજ મોટો ભએ ઉતપંન કરનારો દેખાવ બની રહેછે; મોટાં—મોટાં જાહડો અને નાઘલા તથા નાજુક રોપાઓનાં બદન ઉપરની છાલો, શરપ અથવા અજદાહનાં બદન ઉપરની ભીંગડાંની કાંચરીની મીશાલે ખરીને નીચે પડેછે. તથા બુદનો અને બરફનાં જીહીનાં કટકાઓ મધમાંખનાં જેહરી દંખોની મીશાલે પરાંણીઓનાં બદનોને ઇજા કરેછે, અને બરફનાં મારાથી ગોઆ હુવા પરનાં વાદલાંબી વીંધાઇને મધમાંખોનાં પોરાની મીશાલે શુરાખદાર થાએછે. તમામ ઇનશાનજાત તેવી જાલમ શરદીની અશરથી બીહી જઇને, આગીઆ માંખોની મીશાલે જહલકતા આતશનાં ગોલાઓ પોતાની છાટી આગલનાં શીનાંની હાડકીની પાસે લટકાવી રાખેછે, કે જેથી તેઓનુ જીગર ગરમીદાર રેહે અને તેઓની તંદરોશતીનો બલકે પેઆરા જાનનો વટીક ખરાબો નહી થાએ. એવા શીતલ દેશોમાં બરફથીજ તમામ જમીનનુ મોહડું શપેદ રંગથી રંગાઈ જાએછે, તથા બુલંદ પાહડોની કંમર ગોઆ તે બરફનાં ભારી બોજાથી લચકાઇ ને વાંકી વલી જાએછે. એ શબબને લીધે તમામ જાતનાં—પરાંણીઓ આતશની શગડીઓ અને ભઠીઓને, ખુશનુમાં અને દીલકશ બાગ—બગીચાઓનાં દેખાવો અને જગાઓ કરતાંનેબી બહુ વધારે કીમતી તથા વાહલી અને ઉપીઓગી ગણેછે. બલકે એવી વખતેતો ગરમી આપનારા આતશને ગોઆ એક મનમોહન નાંજની પેરે પોતાની છાતી અને બગલનાં આશરા હેઠલ તેઓ દાબી ધરેછે. પણ જેમ એક દીલરૂબા માશુકનાં આતશી રંગનાં ગાલ ઉપર લટકતા કાલા જુલફા માંથી ધુંઇ નહી નીકલે, તેમ તે શગડીઓ અને ભઠીઓનાં આતશ ઉપર મુકેલાં શુકાં લાકડાંઓ અથવા કાઠીઓ મધેથી ધુમાડો બીલકુલ નીકલી શકતોજ નથી, શબબકે તેઓનાં તનમાં ગરમીનું કઉવત ગોઆ લાગુ થઇ શકતુંજ નથી. અને કડાચ જો તે લાકડામાંથી ધુંઈ નીકલેતો ગોઆ શંબુલ ફુલનાં પાતરાંના મીશાલે તેને બહુજ મીઠી અને બહુજ વાહલી ગણીને શઉકોઇ પોતાની આંખો અને છાટીઓ શાથે ડાવાને ચાહે. અને તેમાંથી નીકલતાં બલતાંનાં આવાજને, બુલબુલનાં આવાજથીબી વધારે ખુશી ઉપજાવનારો ગણેછે. વલી ચોપગાં જાંનવરોનાં પગલાં જે બરફના ટુકડાઓ ઉપર પડેછે તે ગોઆ ઉંચી કીમતની ચાંદીનાં લાઠાઓ ઉપર પોતાનાં નામ નીશાંનોનાં છાપો પાડતાં અથવા કોટરતાં હોએ તેવું દીસેછે. એવી શરદીની અશરથી મરણ પાંમેલાં પરાંણીઓની લાશો જગેજગ પડેલી દીશેછે, અને ગોઆ વરશતાં વાદલાંઓજ તે લાશોની ઉપર નીરમલ પાંણી રેડીને ધોઇને શાફ કરતાં હોએ, તથા બરફના પથરા તે લાશો ઉપર પડીને ગોઆ એક જલના કફનની મીશાલે ઢાંકી અથવા ડફનાવી દેતા હોએ તેવુ જણાએછે. વલી જેમ રૂઉની અંદર કપાશીઆનાં કાલા રંગનાં બીઓ છુપાઇ રેહછે, તેજ મીસાલે દુરનાં બીઆબાંન તરફનાં પાહડો અને પથરનાં ટેકડાઓ, બુદનનાં છટકાવ અને બરફનાં ઢગલાના અંદર છુપાએલા નજર આવેછે. એવામાં જો ખોરશીદ ઇજદ પોતાનાં બદન ઉપરનો પરડો ઉંચકી લગરીક પોતાનો ચેહરો દેખાડેછે તો, "ઇસા"

પેગમબરનાં દમની મીસાલે, પેલી જુહુરતા અને મરતી તમામ વનપસતી અને તમામ જીવજંતની આલમ ઝટમાં પાછી ગોઆ જીવતી અને હીલતી–ચાલતી થાએછે, અને તમામ ઇનસાનો પોતાનાં મોહડાં તે રોશન આફતાબ તરફ કરીને તેને નમવા તથા પુંજવા અને તે દાદાર હુરમજદની બખશેશનાં શોકરાંના કરવા મંડી જાએ છે.

એ પારસી ભાઇઓ, જોકે એવી રીતનાં કઠણ શેઆલાની રૂતુની અસર તમો આ દેશ તરફ જોઈ શકતા નથી, તોબી કંઇબી પરકારની એની અસર એ સરદીનાં હીંગામ ઉપર અતરેબી જણાએઆ વગર રેહતી નથી, તેથી ઉપર જણાવેલા પાંચમાં ગાહમબારને વખતે શેઆલાનીજ રૂતુની નીશાંની લાગવી જોઇએ તે અતરે તમોને લાગે છે કે નહી તેની તપાસ ખુદ તમોએજ કરીને સમજી લેવું જોઇએછે.

---

### જમશેદ પાદશાહે બંધાવેલા મેહલ વીશે.

**છઠા ગાહમબાર "હમસપથમેદેમ"** પેહલા ગાથાને દીનથી છે, અને એ હીંગામ ઉપર તે કીરતારે આદમજાતની ઉતપંતા કીધી હતા તેની શોકર ગુજારીનુ એ જશન થતું અને કેહવાતું આવીઉં છે. એ મુજબના છ મોટા બનાવોની ખુશાલી અથવા શોકરગુજારીમાં એ છ જશનો પાદશાહ જમશેદનાં જમાનાંથી શરૂ થાએલાં જણાવેઆમાં આવેલાં છે.

વલી એ જશનોને લગતા ખોલાસામાં એક બીજી વીગત એવી લખાએલી છે કે "જમશેદ" એક મોટા મેહલનુ બાંધ કામ એવા ઠરાવ અથવા પાએઆ ઉપર શરૂ કીધું હતું કે ઉપર જણાવેલા પેહલા ગાહમબારમાં આવેલાં બેઆંન મુજબ ૪૫) દીનની મુદતમાં તે મેહલનાં છાપડા ઉપર આખા આસમાંનનો ચીતાર અથવા નકશો ચીતરાવેઓ હતો, અને અરદીબેશત મહીનો ને ખોરશીદ રોજે તે સઘલી રીતે સમપુરન કરાવીને એક મોટી ખેર–ખુસાલી ભરેલું જશન અને ખાંણુ–પીણુ કીધું હતું.

**એજ રીતે બીજા ગાહમબારનાં** હીંગામ ઉપર ઇઆને "તીર" મહીનાંનાં હીંગામનાં ૬૦) દાહડાની મુદતમાં તમામ જાતનાં જહરાનાં નીરમલ પાંણી મેહલમાં, તથા બાગોમાં, તથા શેહરોમાં અને ખેતી વાડીઓમાં લાવી અથવા લાગુ કરીને તમામ જાતની હલીઆરી અને આબાદીનો ફેલાવો અને વધારો કીધો હતો, અને તેની ખુશાલીમાં તાર મહીનો અને ખોરશીદ રોજથી જશનોની ધામધુમ આખી આલમમાં મચાવી દીધી હતી.

**તરીજા ગાહમબારમાં** ઇઆને શહરેવર મહીનાંનાં ગાહમબારના હીંગામ પર પોતાના મુલકની તમામ જમીન ઉપર આરાસતગી અને ખુશ દેખાવો કરવાનુ કામ ૭૫) દીનની મુદતમાં તમામ કીધું હતું, અને તેને લગતુ જશન શહરેવર મહીનો અને આસતાદ રોજથી ચાલુ કીધું હતું.

**ચોઠા ગાહમબાર** ને ટાંકણે, ઇઆને મહેર મહીનાનાં ગાહમબારના વખત ઉપર તમામ જાતનાં જાહડો અને ફુલ ફ્લોનો સંગાર ફેલાવેઓ હતો, તથા તે જાહડોનાં પાતરાં અને ફુલ–ફલોનાં ખવાસ તથા ગુણ અવગુણને લગતાં ગનેઆંન મુજબ તેઓની વાવણી–અથવા રોપણી પુરતી ચોકસાઇ સાથે પોતાના મુલકના જુદા જુદા લતા તરફ કરી—કરાવી હતી, અને એ કામ એ પાદશાહે ૩૦) દીનની મુદતમાં સરઅંજામ પોહંચાડીઉ હતું. તથા તેનુ જશન મહેર મહીનો અને આસતાદ રોજથી શરૂ કીધું હતું.

**પાંચમા ઇઆને દેએ** મહીનાંનાં ગાહમબારનાં વખત ઉપર તમામ જાતનાં જાંનવરો

અને પરાંણીઓને એકઠાં કીધાં હતાં, અને દરએક જાનદારને તેને લાએકની હાલતમાં રખાવવાનો બંદોબસત કીધો હતો અને દુનીઆંનાં શુખ તથા સગવડનો વધારો હતો. એ કામ સમપુરણ કરતાં તેને ૮૦) દહાડા લાગા હતા, અને તેની ખુશાલી તથા શોકરગુજારીનુ જશન દએ મહીના અને મહેર રોજે ચાલુ કીધું હતું.

**છઠા ઈઆને ગાથા ગાહમબાર,**— ને સમે તમામ જાતનાં અને વરગનાં ઇનસાંનાને ભેગાં કીધાં હતાં, અને તે પછે દરએક વરગ અથવા હાલતનાં શખસોને છાજતું કામ કાજ સઉકોઇને સોંપીઉ હતું અને સઘલી જાતના હુનર તથા ઉદીઓગમાં તેઓને લાગુ કીધા હતા. એ કામ બજાવતાં તેને ૭૫) દીવસો ગુજરેઆ હતા, અને તેની મુબારકબાદીનુ જશન અસપંદાદ મહીનાં પછેનાં "અહુનવદ" ગાથાથી તે "વહેશતોઈઅશત" ગાથાના દીવશ સુધી ચાલુ રાખીઉ હતું.

એ પરમાણે એ દરએક તીરથ અને દરએક જશનનુ કામ ગોઆ અસલ કુદરતની નેમ મુજબનાં એકીન અને આચાર–વીચારથી એ જમશેદ પાદશાહે કીધું હતું, અને દરએક જાતના કામની ફતેહ અથવા સમપુરણતા થએ આ બાદ પાંચ–પાંચ દીવસો તલક તે સાહેબની ઇઆદનાં અને ખુશી–ખુશાલીનાં જશનો તે પોતાની રઇઅત સાથે કરતો હતો. એ રેવાજ એ પાદશાહ પછેનાં બીજા ઇરાંની પારશી પાદશાહોએ છેક પાછલા જમાના તલક ચાલુ રાખેલો હતો, અને આજ દીન તલક આપણા પારસી ભાઇઓ આ હીંદુસતાંનની જમીન ઉપરબી જે કીરીઆ અને જે જશનોનાં ખાંણા પીણા કરેછે તે એજ અસલી જશનોની ઇઆદગારીનાં ગોઆ મોટા પવીતર તેહવારોછે, એમ દરએક બસતે–કુસતીઆંન જરતોસતીએ ઇઆદ રાખવું જોઇએ છે. એ વીશે "સદદરે બેહરેતવીલ" નામની એક અસલી કેતાબમાં આ હેઠલ ટાંકેલા સખુનો અથવા બેતો મધે જણાવેલા મતલબ મુજબનું બેઆંન કરેઆમાં આવેલું છે—

**(બેતો.)**

કીધો "જંમ" **રબ** નાં હોકમ પર અમલ,
ચાલુ કીધાં ગાહમબારનાં જશંન અવલ.
પુછે જો કોઇ શેઆણો એ વીશે કારણ,
કે શું કરવા જોઇએ એ રીતનાં જશંન?
તો છે તેનો ખોલાસો પુરતો લંબાંણ,
"અવસતા" માં કીધું છે **દાદારેજ** બેઆંન.
તે વાંચીને થાવું સઉ કોઇએ હુશીઆર,
ભલાઇ જોવા ચાહશે જે **રબ** ની દરબાર.
તેજ આપશે એ ઉપર એકીનથી ધેઆંન,
બજા લાવશે **રબ** ને જરતોસનાં ફરમાંન.
નહી રાખસે જે **હુરમજદી** દીન ઉપર ચાહ,
વેહમ ને ગુમાંનમાંજ જે રેહશે ગુમરાહ.
ખોહશે તે બેઉ જગમાં પોતાનુ પત,
ભોગવશે અનેક રીતનાં ગમ ને વીપટ.
કુશતીનાં બંદ ને "અવસતાઇ" કલાંમ,
ગાહમબારનાં જશન અને કીરીઆ કાંમ.
ની થઇછે આ જગમાં "જંમ" થીજ શરૂઆત,
બજાવતો એ કાંમ તે કુલ બુજરગો સાથ."

---

### હવે આ હીંદી મુલકમાં રૂતુઓ અને ગાહમબારનાં જશનોનાં વખતમાં ફેરફાર શા કારણથી થાએછે તે વીશે.

(સુરજની ચાલનો વરસ દાહડાનો વખત પુરેપુરો અને કસર સાથે ગણવાની અગત.)

નવાં વરસનાં તથા ગાહમબારોનાં હીંગામપર કહી કહી રૂતુઓ અથવા ફસલો આવતી હતી, તે વીશનો ખોલાસો આ ચોપડીના આગલા ભાગમો હમો આપી ચુકા છઇએ. વલી હમોએ એવો સવાલબી કીધોછે કે ઇરાંન દેશમાં જઆરે આગલા વખત પર ગાહમબારોનાં જશનોનો અને રૂતુઓનાં દેખાવોનો

વખત બરોબર રીતે એક મલતો આવતો હતો, તેઆરે આએ દેશમાં હાલ સા સબબથી નથી આવતો વારૂં ? અથવા આ દેશમાંબી અસલ નામનાં મહીનાઓમાં અને રોજોમાં જશનો કરેઆમાં આવેછે, તેઆરે અસલ મુજબની ફસલો અથવા રૂતુઓ કંઇબી રીતે એક મલતી આવેછે કે નહી ? એનો જવાબ એજ છે કે, એ જશનોનાં હીંગામોપર ફસલો હાલ મલતી આવતી નથી અને ઘણો ફેરફાર વખત ઉપર આવે છે, તેનો સઉથી મોટો અને ખરો સબબ એજ છે કે, સુરજની ચાલનાં દર વરસનાં વધારાની કસર ગણતરીમાં લેવાની રીતો આજ લાંબી મુદત થઈ આપણા લોકો મુકી બેઠા છે, અને તેથી જે જશન શીઆલાની મોસમમાં આવવું જોઇએ તે હુનાલામાં આવે છે, અને જે વસંતરૂતુની વખતે આવવાં જોઇએ તે પત–જહડીની રૂતુમાં આવેછે, તે વીશેની એક સાધારણ સમજ હમો હમારા વાંચનારાઓને આપવાની હાલ રજા લીજીએ છઇએ.

અંગરેજોના મારચ મહીનામાં આપણો ફરવરદીન મહીનો ને હુરમજદ રોજ આવતો હતો અને તેમજ હાલ જમાનામાંબી, ઇરાંન દેશના જે ટોલાનાં લોકો આફતાબી ચાલના વખતની બરોબર ગણતરી કરેઆ જાએ છે, તેઓના "ફરવરદીન" મહીનો અંગરેજોના "મારચ" મહીનામાંજ આવે છે, અને એ જશન "જમશેદી નઓરોજ" ને નામે આજ સુધી એ દેશમાં રાજ ચલાવનારા મુસલમાન મહજબ પાલનારી સરકારે ચાલું રાખીઉ છે, તે વીશેની અંગરેજ મુસાફરોની તેમજ બીજી પુશકલ શાહદતો આપણી પાસે મોજુદ છે. પણ ઇરાંન અને હીંદુસતાંનનાં પારસીઓએ આજ લાંબી મુદત થાઈ, સુરજની વરસ દાહડાની ચાલનો પુરો વખત ગણતરીમાં નહી લેવાની ગફલતી કીધાથી હાલ મોટો ગુચવડો થઈ પડેઓ છે.

જેઆરે મારચ મહીનામાં આપરો પેહલો મહીનો ફરવરદીન અને બાહરની અથવા બસંતની રૂતુની મોસમ આવવી જોઇએ. તે ઠેકાંણે તો આએજ ચાલુ ઇસવી સાલ ૧૮૮૮ નાં સાલના મારચ મહીનામાં આપરા પારસી ભાઈઓનો "પાંચમો અમરદાદ" મહીનો આવેઓ હતો. એજ મુજબ ગઈ ૧૨) બાર સદી થઈ ફેરફાર હીંગામ અને જુદી જુદી રૂતુ અને મોસમ ચાલતી આવી છે, અને જાંહાં સુધી સુરજની ચાલના વરસની કસર ગણતરીમાં લેઇને પારસી ભાઇઓ પોતાના અસલી જશનો કરશે નહી તાંહાં સુધી એ ફેરફાર ચાલુજ રેહવો જોઇએ એમ સઘલા સમજુ દીનદારોએ ઇઆદ રાખવું જોઇએ છે.

આએ પુરથવી પરનાં બીજાં દેશોનાં સમજુ લોકો જેમ આફતાબી ચાલના વરસનો પુરો વખત ગણતરીમાં લીએ છે, અને તેથી હર વખતની ફસલ અથવા રૂતુનો હીંગામ તેમાં બરોબર વખતે સમાઇ રેહછે, તેજ મુજબ આપણા પારસી ભાઇઓબી, ઇઆતો ચેઆર વરસે એક દીન, અથવા એક સોને વીસ વરસે એક માસની કસર જો ગણતરીમાં લીએ તો, એ મોટો ફરક નીકલી જાએ, અને આ પણી કેતાબનાં અસલ લેખો મુજબ દીનઆં ઇનને લગતાં તમામ કામો પોતાના. ખરા હીંગામપર ચાલુ અને પાએદાર રેહે. તથા નવાં વરસ તરીકે "**જમશેદી નઓરોજ**" નામનો આપણો મસહુર અને મુબારક તેહવાર તેનાં ચોકસ વખત અને ફસલ ઉપર આવી શકે.

વલી હમારે જણાવવું જોઇએ છે કે ગાહમબારોનાં હીંગામોની સાથે સઘલી રૂતુઓનો વખત આ મુલકમાં સદાબરો એકમલતો આવવો જોઇએ એવું સમજવું નહી. ભુગોળ વાદીઆનુ થોડુંબી ગ્નાન જે શખસ ધરાવતો હશે તે સેહેજમાં સમજી જશે કે આપણું

મુંબઈ શેહેર મધીઅ લીતીની નજદીકમાં હોયાને લીધે તેમા ઇરાંન તથા ઇંગલંડનાં દેશોની પેઠે દર વરસે ચેઆર રૂતુઓની અસર બરાબર થઈ શકતી નથી, પણ ગરમીના ભાગ વીશેસ રહયાથી તરણ રૂતુઓજ જણાએ છે. એટલું છતાંબી એમ નહી સમજવું કે જયારે ઇરાંન અને ઇંગલંડમાં, અથવા કોઈ બીજા મુલકમાં, "દએ" અથવા જાનુઆરી મહીનાનો બરફ વરસે તયારે આપણે વગર ચુકે મુંબઇમાં કોઈ બીજી ફસલની વકી રાખી શકીયે. અથવા ઇરાંનમાં જયારે આફતાબનો દોર ગરમીના આતસ વરસાવે તયારે મુંબઇમાં તેથી ઉલટીજ રીતે બરફ રેડે એવુંતો થાએજ નહી. અથવા જયારે ઇરાંનમાં થંડીની સખતી ચાલે તયારે મુંબઈમાં તેથી ઉલટીજ રીતે ગરમીના ટપોટા પાડે એવુંબી બનેજ નહી. પણ જેવી વરસની ફસલ તયાં બેસે તેને કંઇબી રીતે એકમલતી અસર (પછી કમ કે જીઆદા) અતરેબી માલમ પડે છે. વાસતે તમો ભાઇઓએ હવેથી એવી ભુલમાથી મોકલા થવાની કોશીસ કરવી જોઇએ છે. જો આફતાબીજ ચાલનાં વરસની ગણતરી કાએમ રાખવી હોએ તો તેના પુરેપુરો વખત ગણવો જોઇએ છે. હાલ જે વરસ એકના ૩૬૫) દાહડા ગણવામાં આવેછે તે એજ સેતારાના દોર સાથે નીસબત ધરાવેછે એમાતો કસો શક નથી. અને જયારે એજ સેતારાના દોર ઉપર આપણે વરસનો સુમાર ગણીએ છઇએ એવું સાબેત થયું, તયારે તો લાએક એજ છે કે તે સુમાર પુરેપુરો અને ખરેખરો ગણવો જોઇએ છે. ગીયાં તરીસ વરસપર પારસીઓની જે હાલત હતી તેમાં મોટો ફેરફાર થયોછે. કેલવણીથી તેઓનાં મગજે વધારે કુવતી પકડીછે, તેથી હરએક તકરારનુ વર્જન અને ખરૂં ખોટું પીછાણી લેવાને, તથા સાચી અને સુધીજ ચીજની તરફેણ કરવાને હાલના વખતમાં તેઓ પોતાની ફરજ અને લાએકી સમજે છે. તેઓ સમજે છે કે મંમત અને જાહેલાથી એક તકલીદી અને ખામી ભરેલી ચીજને વલગી રેહેવા કરતાંને, એક સાચી અને પાએદાર ચીજની તરફેણ કરવામાં, તેમજ તે ચીજને અમલમા લાવવામાં વધારે સોભા અને સવાબ ભરેલું કામ છે. તેઓ ચેટીઆ છે કે, જે ચીજની એબને આપણે કોઇ જુઠા સબબ અથવા નાલાએક મતલબના પરદા હેડલ ઢાંકી રાખશું, તે ચીજને હવે જુજ મુદતમાં આપણાં ફરજંદો ઉંઘાડી પાડીયા વગર અને સુધારયા વગર રેહનાર નથી. તેઓનાં મનમાં હવે મોટા અંદેશા ઉપજે છે કે, આપણી પુરાતમ દીન આઇનને અને તવારીખને લગતી બાબદો વીશે, આપણાં ફરજંદોને નાવાકેફ અને અજ્ઞાનજ રાખીશું તો તેમા તેમનાં પોતાનાં માન અને ખાનદાનનો નાશ થશે,—એટલુંજ નહી, પણ આખો ટોલો ખરાબી અને નાબુદીની હાલતમાં આવીયા વીણા રેહેશે નહી. તેથી હમોને પુર ઉમેદછે કે, તેઓ હવે વગર તાસુબીએ—વગર જાહેલીએ અને વગર તરફદારીએ, આ રસાલા મધેની અગતની બાબદ ઉપર ખુશીથી ધીયાણ આપવાને ચુકશે નહી. એવી રીતનાં ધીયાણ આપવાની ખુબીથી આપણે જોઇશું કે, હવે પછી જુજ મુદતમાં (મારચ) અથવા ફરવરદીન મહીનો અને હોરમઝદ રોજને વસંત રૂતુનાં હીંગામપર ખરાં હેત અને ઉલતથી નવાં વરસનાં દીન તરીકે ગુજારવાને લાએક અને ઘટતું જોશે. આટલી વાતતો ખરીછે કે "નઓરોજ" નામનો એક દીવસ દર વરસ પારસીની કોમમાં આવેછે; પછી તેને "જમશેદી નઓરોજ" ગણો, કે "જરતોસતી નઓરોજ" ગણો; પણ જે દીવસ "નઓરોજ" ઇઆને નવાં વરસના દાહાડા તરીકે ગણાતો અને બોલાતો આવયોછે તેનો કાંઇ સબબ જોઇએ. જયારે આપણે સબબ સોધીએ

છીએ તયારે તે સાફ જણાઇ આવેછે કે, કુલ કુદરતની ખુશી અને તરી તાઝગી ભરેલો હીગામ જે દર વરસ આવતો હતો, અને જે હાલખી આવેછે, અને જે વીશેના એશારા અને લેખો આપણી તવારીખનાં તેમજ ધરમનાં પુસતકોમા છે, તે એજ દીવસછે, તેથી તેની ભેટ મોટાં આદરમાનથી લેવાની દર વરસ આપણને ફરજ છે.

---

**મી૦ માણેકજી લીમજી હોસંગ આંતરીઆ નાંમના ધરસત જેવણ શ્રી ઈરાંનમાં લાંબી મુદત શુધી રહેલા તથા વસેલાછે તેવણ અસતકથી "જમશેદી નઓરોજ" વીશે મલેલી વાંચવા અને ઇઆદ રાખવા લાયકની બીનાં.**

૧. ગીઆં ૬૫) વરસમી વાત ઉપર "ઇરાંન" દેશમાં જંમશેદી નઓરોજનો તેહેવાર કેમ ગુજારેઆમાં આવતો હતો તેના દેખાવ તથા તે વીસેની જુજ વીગત આ ચોપડીનાં આગલા ભાગમાં ઇઅરોપીઅંન ગરંથકારની સતા ઉપરથી હમોએ જાહેર કીધીછે,—પણ હાલનાં વખતમાંખી એ જશંન તાંહાં કેમ કરેઆમાં આવેછે તે વીશેનો ખોલાસોખી હમારા વાંચનારાઓની નજર હજુર મુકીએ છઇએ.

૨. હમારા પારસી ભાઈઓને ખબર હશે કે આસરે ગીઆં પાંતરીસ વરસની મુદત પર ઇરાંનનાં ગરીબ જરતોશતીઓની હાલત શુધારવા સારૂ અતરે એક મંડલી ઉભી થઇ હતી તે મંડલીની તરફથી ઉપર જણાવેલા ઘણાજ ચાલાક, અજમાએશવાલા—અને હીમતવાંન ધરસતને શ્રી ઇરાંન ખાતે મોકલેઆમાં આવયા હતા,—અને એ લાએકીવાલા ધરસત અસતકથી એ મંડલીનું કાંમ આજદીન તલક ઘણી સારી રીતે ચાલુ રહેલુ છે. એજ ગરહસથ અસતકથી "જંમશેદી નઓરોજ" ના હીંગામ શ્રી ઇરાંન દેશમાં હાલનાં જમાનામાંખી કેમ અને કેહેવી રીતે ગુજારેઆમાં આવે છે; તે વીશેની તથા બીજી વીગતો તેવણે મેહેરબાંનીની રાહે તજદી લઇને લખાયેલી હમો ઉપર આવી હતી. તે વાચવા જોગ જાંણી હમોએ અતરે દાખેલ કરીછે. મજકુર મી૦ માણેકજીએ એમ લખી જણાવીઉ હતુ કે—

"એ જંમશેદી નઓરોજને સુલતાંની નઓરોજ કરીને પણ કેહેવામાં આવેછે, ને એ દાહાડો ફસલ બદલાઇ ખુરશેદ મેસ રાશીનાં બોરજમો આવે આનોછે, કે જે તથીએ ને જેટલે કલાકે દાહાડો ચહરેઆબાદ મેસનો બોરજ શરૂ થાએ તે વખતને મુબારક સંમજીને અસલી ઇરાંની પારસીઓ જંમશેદનાં વખતથી જાંણુતા આવી, જશંન્ન કરતા હતા, અને પારસીઓનાં મહજબની સહી તવારીખ એજ ગણતરીથી થતી આવતી હતી. પણ અરબોનું રાજ ઇરાંનમો આવેઆ બાદ, જુલમો જાસતીથી એ ફીરીઆને મોકુફ કરાવી હતી, મગર તેઆર બાદ આસરે ૮૦૦) વરસની વાત પર **"શુલતાંન માંહામદ જલાલુદીન શાહા"** નામે બાદશાહએ ચાહીઉં કે પોતાને નાંમની એક તવારીખ ચાલુ કરે. તેઆરે તે જમાંનાંનાં ઓલમાઓને એકઠા કરી ફરમાવેઆથી તેનાઓએ ઉતર વાલી અરજ કરી જે, સાહેબ, તમારે નાંમે તવારીખનું મંનદાંન કરી શખાસે ખરૂં, પણ તે તારા પછે નીભનાર નથી વાસતે જો તારી મરજી પોતાનું નેકનાંમ જાવેદાંન તુલક રાખવાની હોએતો, પુરાતંમ પારશીઓમાં જે શંમશી ( ખોરશેદી ) સાલની ચાલ હતી, તે જમાંનાંની જફાથી હાલ ગુંમ થાઇ ગએલીછે, તેને પાછી તાજી કરી, તે સાથે તારાં નાંમનો તાલુકો આપીએ. પાદશાહને પણ એ સખુંન પસંદ પડવાથી, કેટલી એક જુંની ચીજો મેલવીને, **"જંમશેદી નઓરોજ"** નો અઇઆંમ મુકરર કરી, નવેસરથી સાલ ગણવાનો કાએદો કાધો, તેથી લખવા તથા બોલવામો રોજ ( ફલાંનો ) માહ ( ફલાંનો ) શંમશી અથવા જંમશેદી સાલ ( ફલાંનું ) અને "જલાલી" ( ફલાંનું ) કરી વપરાઇઉં આવેછે. એ પાદશાહે જારે એ જંશન પાછું શરૂ કરીઉં તેઆરે કસરનાં ૧૫૯)

દાહાડાને આસરે ગણેઆમાં આવેઆ હતા, અને એ ઉભી કરેલી તવારીખનું નાંમ "જલાલી" કેહવડાવીઉં, તથા મુલકનાં મેહસુલનું લેવું અને લશકર તથા પાદશાહી દરબારનાં ચાકરોનાં મુસારા આપવા વગરેનું કુલે કાંમ એજ તારાખથી ( નવું સાલ ગણી વહીવટ ચલાવવાનું ) ઠેરવીઉં હતું. તે મુજબે ઇરાંની પાદશાહાઓએ આજવેર આદત રાખેલીછે, અને તેમજ "તુરકસતાંન" તરફ અને "અફગાનીશતાંન" તરફ તથા "આરબશતાંન"માં પણ એજ તવારીખને સહી અને સનદ ભરેલી જાંણીને, રાજદરબારી કારબાર કે સંનસારી વહીવટમાં વાપરતા આવેછે."

"અને એ તારીખ પારસી પાદશાહો અને પરજામાં કે દીન ધરંમ સંબંધી પણ હોવાની અલાંમત રપીથવંન જે ૫) માસ પહરવામાં આવતી નથી તથીજ ઉઘાડી રીતે માલંમ પડી સકેછે કે, જલાલી "મેહેર" માહા ઉતરેઆ પછી, "આબાંન" માહા બેસતાંજ, ઇરાંન પરાંતમાં ઘણીજ સરદ હવા અને દીવસો ટુકા થાતા આવેઆથી, એ મહીનાવોમાં રપીથવંનનું પહડવું મના ઠેરવેલું હતું. પણ તે પારસીઓની સલતનત ગએઆ પછે, આખો ટોલો અજાંણમાં પરવેથી એ ખરી તવારીખ પણ હાતથી મુકી દેવામાં આવેલીછે, તેમજ ઇરાંન અને હીંદુસતાંન વારા બેઉ પારસીઓથી કસર ગણાએઆ વગર ૩૬૫) દાહાડાનુંજ વરસ બદલવાની ચાલ પરી ગએલીછે, તે બાબતની તપશીલમાં અરબી અને ફારશી લખનાર વીદવાંનો કેટલીએક કેતાબોમાં હેવાલ આપી ગીઆછે.

હવે જે દાહાડાથી **"સુલતાંન મામુદ જલાલુદીન શાહ"** એ જશંન જારી કરીને, તેની કીરીઆ કરવા તથા કરાવવાનો મામુર રાખેઓછે, ત દાહાડાથી પાદશાહ કે પરજા સઉ કોઇ **"ઇદે શુલતાની"** અથવા **"નઓરોજે જંમશેદ"** ને નાંમે એ દાહાડે જશંન અને ખુશી ખુરમી કરતા આવેછે. એટલુંજ નહી પણ ઇરાંન પરાંતનાં બાગ બગીચાઓમાં જાહાડ પાંન સરવે સરદ હવા અને બરફને સબબે શુકાં લાકડાંની પખે થાઇ ગએલાં હોએછે, તેઓને આપરે એ નઓરોજને એક બે દાહાડા આગમચ જોઇશું તો એવું ગુમાંન જસે કે, એ દરખત હરગીજ પાછું તાજુ થનાર નથી. પણ નઓરોજ થઆને બીજે દાહાડે તેજ દરખતને ખુંપરા ઉગી નીકરેલી તરોતાજગી ભરેલું દેખીશું. એ મુજબ **"જંમશેદી નઓરોજ"** નો દાહાડો માઇઅંન થાએલોછે, કે તે ઇસવીઓને (ઇઆને કરીસતીઅંનોને) હીસાબે હંમેસાં તા૦ ૨૧ મી મારચે બરોબર આવેઆ કરેછે.

---

**( જલાલુદીન પાદશાહે પોતાનાં પંચાંગમાં પારસીઓનાંજ રોજ—અને મહીનાંઓના નામો ચાલુ રાખેઆં હતાં. )**

---

જેહારથી "જલાલુદીન" પાદશાહે પોતાને નાંમની તવારીખ ચલાવવાનું શરૂ કીધું તેહારથી પંચાંગમાં એક કોઠો વધારીને "જલાલુદીનશાહ" ની ઇઆદગારી તરીકે રોજો તથા માહોનાં પણ નાંમો "ખઇઆંમ" નાંમના વીદવાંને લખી જણાવેલાં છે તે નીચે મુજબનાં છે.

**બારે મહીનાઓનાં નાંમો.**

| જલાલી. | જંમશેદી. |
|---|---|
| માહાએ નોવ | ફરવરદીન. |
| નો બાહાર | અરદીબેશ. |
| ગરમાં અફજાએ | ખુરદાદ. |
| રૂજ અફજુંન | તીર. |
| જેહાંન તાબ | અમુરદાદ. |
| જેહાંનઆરાએ | શેરેવર. |
| મેરંનગાંન | મેર. |
| ખજાંન | આબાંન. |
| સરમાં અફજાએ | આદર. |
| શબ અફજુંન | દેએ. |
| આતશ અફરૂજ | બહમંન. |
| સાલ અફજુંન | શપેનદાર. |

**દર મહીનાનાં ૩૦) દાહાડાઓનાં નાંમો.**

| જલાલી. | જંમશેદી. |
|---|---|
| જશંનસાર | હોરમઝદ. |
| બજમનફે | બહમંન. |

સરફરાજ........................અરદીબેશત.
કશનશુન........................શેરેવર.
તુશખાર ........................અશપંનદાદ.
ગમજદાએ ........................ખોરદાદ.
રોખફ્જુંન ........................અમરદાદ.
માલ બખશ........................દેએપઆદર.
જર અફજરૂન ........................આદર.
નાંમ ખાએ ........................આબાંન.
રમજજરૂન ........................ખોરશીદ.
ફીનાકશ ........................મોહર.
તીગજંન ........................તીર.
દાદદેએ ........................ગુશ.
દીનફ્જુંન ........................દેએબમેહેર.
દીવબંનદ ........................મેહેર.
રાહાગુશાએ ........................શરૂશ.
અશુપતાજ ........................રશને.
ગુઇ બાજ ........................ફરવરદીન.
પેમાંનદાર........................મેહેરાંમ
મેહેરકાર ........................રાંમ.
દુશતબીન........................ગુવાદ.
જાંન ફ્જાએ ........................દેએબદીન.
દીલ ફરીબ ........................દીન.
કાંમરાંન ........................અશ્શેશંગ.
શાદબાશ ........................આશતાદ.
દીરજુઇ ........................આશમાંન.
શીરગીર ........................જમીઆદ.
કાંમઇઆબ........................માનતરેશપનદ
આતશબાર ........................અનાંરાંમ.

## પાંચે ગાથાનાં નાંમો.

**જલાલી.** **જમશેદી.**

આફરીન ........................અનુઅદ.
ફરોખ........................ઓશતુઅદ.
ફીરૂજ ........................શપેનતમદ.
રાશત........................વહુખશથરે.
દરૂદ ........................વેહશતોઇઅશત.

એ મુજબનાં રોજો તથા માહોનાં નાંમો જરતોસતીઓના રોજો તથા માહોનાં અસલ નાંમો સાથે મલતાં આપેઆં તથા દર ચેઆર વરસે કસરનો વખત ગણુતરીમાં લેવા કીજે, છેહેલમાં દરૂદ નાંમના ગાથાના દીવસો બે ગણેઆમો લીએછે. †

"ઇરાંનમાં પુરાંતન પારસીઓનાં મહજબ મુજબ કે ઇસલાંમીઓનાં આઇન પરમાંણે જે જે દહાડા ફીરીઆઓના અને ૫૬ જશંનોનાંછે તે બધા કરતે વધારે હોરમત એ "જમશેદી નઓરોજ" ની જાંણી એ એક ફીરકાવાલાવો પાલતા આવેછે ને એ જશનને ૬ દાહાડા બાકી રેહાથી સઉ કોઇ પોત પોતાના ઘેરબારને ઝર જુર કરી સાફ ને પાક બનાવામો ગુંતાએછે. તેમજ સઉ કોઈ પોત પોતાની હાએનાત મુજબ, નવા લેબાસો બનાવી હાજર રાખવાને ચુકતા નથી. અને એ ૬ દાહાડા વચે મંગળવાર આવે તે દહાડે રાતનાં ફટાકાની આતશબાજીના તથા જુંનાં મતારાંનાં વાસણો હોએ, તે પોતાનાં ઘેરમાંથી દુર પટકી તેંના આવાજ કરવામાં ઘેર બારની બલા દુર ઉતારી નાખવી એવું ગણેછે."

---

## "ઈરાનના શાહની દરબારમાં તથા મેહેલ મધેની ઓરતો વચે થતા દેખાવો તથા મીજલશો અને ખુશાલીઓ વીશે.

"નવરોજનાં મુહુરતવાર વખત આગમચ પાએતખત શેહેરની દરબારમાં જુદી જુદી ૭ જાતની મીઠાઈ—મેવો—માછલી—મુરગ વીગરેનાં મોટા મોટા ખુંમચાઓ ભરી શુફરાતો ઉપર ગોઠવે છે, ને જાત જાતનાં શરબતો તથા સઉથી સારાં પકવાંનો બનાવેલાં પણ મોજુદ રાખી, આસ પાસ મીન બતીઓ રોશંન કરેલી શમેદાંનો મુંકારાખેછે; ને રોશાંન આતશ ધુપદાંનામો મુંકી લાવીને, ૭) જાતની ખુશ્બુર (ઇઆને ખુરાબુની ચીજો) તેપર મુકતા જાએછે, ને મુલલાંવો પણ તેહાં હાજર થાએલા હોએછે. તે મુહુરતને વખતે બરાબર કલાક ને મીનીટ સુધાં થાતાં વાર સરકારી હોકમથી તોપ મારી સરવે કોઈને ખબર

---

† ભાઈ માંણેકજી પાછલગી પોતાનાં એક બીજાં પતરમાં લખેછે કે પાદશાહ જલાલુદીને અવલમાં એ નઓરોજનું જશન કરતી વખતે જે કસરનાં દીવશો ગણેઆ હતા તે પાંચ મહીનાંને આસરે હતા, તથા એ જશંન શરૂ કીધાને આ ગીઆ મારચ મહીનાંની તા૦ ૨૧ મી સને ૧૮૮૮ ને ૮ને ૮૧૦ મું વરસ બેઠું હતું.

આપવાથી તેનાંવો "અલઅમ" નો કલમો પહરતેજ, પાદશાહ તેની મીજલસમાં પધારેછે. તે પછે પાદ શાહની સલામતીમાં સઉથી વરો મુલ્લાં હોએ તે ખુદએ પહરા, શાહાની ઉંમરો દોલતને દોવા દઇ, પોતાની દીનનો દોર વધારવાનાં આશીરવાદ કેહે વાથી સરવે કોઇ "આમીન" નો આવાજ આપેછે. તે પછે સરવે અમીર ઉમરાવો શાહાને સાલ મુબા રકી કેહેવા પાસે આવીને તખતનાં પાએઆને બેસો દઇ જાએછે.

"તેઆર બાદ અવલ શાહ પોતાને હાતે હરએકના મરતબા મુજબ મુઠી ભરીને અશરફીઓ અને કોઈ કોઇને સરપાવ કે શેઆલ અથવા જવા હેરાતની કાંઇ ચીજો બખ્ખશેશ કરી પોતાના મેહે લમાં પધારવેથી, મીજલશીઓ પેલી શુફરાપરની મીઠાઇઓ સગંન થકી સેજ સાજ ઉછારી, શરબત પીધા બાદ, મીજલસ બરખાશત થાઈ જાએછે, અને શાહ તાંહાંથી આરંમ-સરામાં પધારવેથી તેહાં પણુ જનાંનાંની મીજલસ ઈઆને કુતંબ કબી લાના બઇરાંઓ અને બાનુઓની મીજલશ, ઉપર કહેઆ મુજબ સંનગારેલી હોએછે, તે જગાએ શાહ ખુરસી પર બેશી જશંનમાં સામેલ થાઇને, તેહાં હાજર થાએલાં બઇરાંઓનેબી અશરફીઓ મુઠીઓ ભરી ભરીને અને કોઇને જર જહવેરની જનશની ચીજો પણુ બખશેછે."

"જો નઓરોજનુ મુહુરત સહવારથી તે બપોર તુલીક હોએતો તેજ દાહાડે સાંહાંજનાં, અને જો બપોર પછે થાઇઉ હોયતો તેજ દહાડે સહવારનાં અવલ **ઓરતોની મોટી મીજલસ ભરાઇ**, શાહને મુબારક બાદી આપવા થકી, કુલે અમીર ઉમરા ઓની વહુ દીકરીઓ અને બઇરાંઓ આવી એકઠી મલેછે, ને શાહ પોતે અંનદરનાં મેહેલ મધે ઉનચે તખતપર બેશી, તેવો સરવેની સલામ અને આસી રવાદ લીધા બાદ, આખી મીજલસ તરફ અશરફી ઓના મુથા ફેંકેછે, તે ભોંએપર પરેલી જેનાં હાથમાં જેમ આવે તેમ લુટી લેવાની ગરબર થાઇ પરવેથી એક તમાશા સરખું બનેછે ખરૂં, પણુ તે જગોએ ખાજાસરા શીવાએ બીજા કોઇ મરદથી જઇ સકાતુ નથી (એમ કરીને પાદશાહ પોતેજ ગોયા ઘડીભર રમુજ અને ખુશાલી મેલવેછે.)

"અને તે પછે બારેઆંમ થઇ (ઇઆને લોકોની સલાંમ અને મોલાકાતલેવા સારૂ) પાદશાહ "તખતે તાઉશ" ઉપર આવી બેસવાનો વખત ફર માવે, તે મુજબ કુલે અમીર ઉંમરાઓ અને ખાંન-ખવાંનીનાંન, તથા લશકરી સરદારો અને મુલકનાં કારકુંનો મલી કુલે આસરે ૫૦૦) થી વધારે શખસો આવી, સફ બાંધી, પોત પોતાની જગો ઉપર ઉભા રહેઆ પછે, શાહ પાધરો તખતપર બીરાજતેજ, ૨૧) તોપો ફોરેઆમાં આવેછે, અને પેલા હજુ રીઓ સરવે સર નેહોડાવી, કુરનશ બજાવેઆ બાદ, તે મીજલસનાં વડા તરીકે એક શાહી ખાંન દાંનનો બુજરેગ હોએ તેની મારફતે શાહને મુબા રકબાદી કહેઆ પછે, કેટલીએક ખુશ ખબરીની વાતો કહી સંભલાવેછે, અને શાહ પણુ તેનીજ સાતે વાત ચીત કરતો, જેને સારૂ કંઈ ફરમાવવું હોએય તે તરફ ઇશારત કરી પેલાજ સાથે બોલતો અને વાત કરતો રેહછે.

"એ પરમાંણે સલાંમે આંમ થાઇ રહેઆ બાદ, દરરોજ દરએક સંફનાં લોકોને જુદા જુદા બોલાવીને, કે એકજ દાહાડે બે તરંણુ સંફનાવોને વારા ફરતી હાજર કરીને, હરએકની કદર મુજબ તેપર નવાજેશ કરી, તેનાં કાંમની ખબર પુછી, અદલ બદલ કરવા જોગ હોએ, કે મરતબો વધા રવો, અથવા નવું કાંમ સોંફવું હોએછે તો ફરમાવે આમાં આવેછે, અને સઉથી છેલલે ઇસકોલમાં શીખનાર છોકરાવોની તેજ પરમાંણે નવાજેશ કર વામાં આવેછે."

"એજ પરમાંણે દર શેહેરે શેહેર અમીર ઉમરાવો અને બીજા વચલે કે હલકે વાધેનાં ઈસ લાંમીઓ સરવે પોત પોતાની મકદુર મુજબ જશ નની કીરીઆ કરેછે અને જશંનને વખતે સઉ કોઇએ પોત પોતનાજ ઘરમાં રેહેવું તથા બચાં છોકરાં કુટુંબ પરીવારને પોતા સાતે જશંનમાં સાંમેલ કરવું તેને સારા સગંણુ જાંણેછે."

---

## ઈરાંનનાં પારસીઓને તાંહાં થતો ખુશાલી.

"ઇરાનનાં પારસીઓ પણુ એજ મુજબ પોત પોતાના ઘરમાં સારીકાંની સોજું સાજું કરીને

સફેદ મટોડીનાં ચોકો એટલા ઓસરીઓપર પુરેછે, તથા ભીંતો ઉપરબી ચીતારો પારેછે, **અને** શુફરા પાસે રોશંન આતશ જારી રાખેછે, ને દર કુટુંબ વારાવો પોત પોતાનાં ઘેરમાં જશંન કરતી વખતે મુહુરત નાંમનાં જાહાડનાં પાતરાં તથા મેવો વધારે રાખેછે, ને નાંધલા મોટા સરવે **અવસતા પહડવામો** મશગુલ રહી, જશંનનો વખત વહી ગઆથી, મેવો ખાઇ શરાબની જાંમ એક બીજાની સલાંમતી સારૂ **અને કુલે અશો ફરોવરની ખુશનીદી કીજે પીવામો લીએછે.**

"જશંનનો વખત વહી ગીઆ બાદ, જે કોઇ નાંધલા ઇઆને જુવાંન બચાંઓ હોએ તે મોટાવો પાસે અને જે **અદનાં** હોએચ તે **આલાને** ઘેર જાએછે, અને જેવો જેની સાતે સંબંધ હોએ, તે મુજબ મલવા જતી વખતે પારસીઓ પોત પોતાનાં હાથોમાં ફુલ ફલ, અને મુહુરતની દાંખરીઓ સાતે લઇ જાએછે, તે સાંભાને આપી મુબારકબાદી બોલે છે, તહાંરે તે પણ તેમજ પેલાને બીજુ ફલ, ફુલ આપીને પાછી મુબારકબાદી કેહેછે, અને એક બીજાને હમાજોર કરી કોટી વલગેછે, તથા એક બીજાનાં રૂખસાર, કે દીદાર અથવા ગરદંનની રગ ઉપર, કે હોટેહોટ બોસા લીએછે, અને પછી સાતે બેસી લીલો અને સુકો મેવો, મીઠાઇ ખાઈ, શરાબ પાએ છે, અને તેમજ પેહેલા દાહાડાથી તે બારમાં દીવસ સુધી આમંન સાંમંન એક બીજાને ઘેર જાવા આવવાને મુબારબાદી આપવાની કીરીઆ થાતી જાએ છે. તથા ટોલકીઓ મલી દુખમાં તરફ ને વારી બાગોમાં ફરવા જાએછે, અને જુવાનીઆંવો સાંહાંજે મેદાંનમાં નીકલી દરીદાવો રમતા ફરેછે, તથા બઇરાંઓ સુંદર સંનારે પોત પોતાની સહીઓ અને સગીઓ સાતે એક બીજાને મલી ભેટી, મરદોની પખે બધી કીરીઆવો કરેછે, **માતરે શરાબ પીતાં નથી.**"

"અને મુસલમાંનો પણ તેમજ એક બીજાને તાંહાં મલવા જાતાં માતરે કંઇ ફલ હાતમાં રાખેચ અને જેને તે આપેચ તે પાછું વાલતો **નથી**, એ લઇ રાખેચ તથા મીઠાઇને શરબત સીવાએ બીજું કશું સાંભાને તાંહાં તાઅરૂફ કરવામાં આવતું નથી."

"જેમ મુસલમાંનો તેમજ પારસીઓ એક સર ખીરીતે નઓરોજ આગમચ પોત પોતાના ઘેરોમાં અનાંજ, મેવો, માહી, મીઠાઈ કાપડ, નાંણુ ને તેવુંજ બીજું જેવું ને જેટલું મોએસ્સર થાએચ તે પરમાંણે ઘરમાં લાવી, સારી માવજતથી ગોઠવી રાખેછે, કે જશંનને વખતે એવી ચીજો પોતાનાં ઘરમાં હાજર રેહવાથી સગંન અને આવતું શાલ સુભ બનાવોનો સબબ થાએચ એવું જાંણેચ.

"જશંન વીતા પછી ૧૩ તેરમાં દીવસને સરવે કોઇ નેંહેંસ સંમજી એક બીજાને ઘેર મલવા, જોવા, જાતા નથી, એ દહાડે સઉ કોઇ બઇરાં, છોકરાં ઘેર માંથી બાહાર નીકલીને મેદાંનમાં કે વારી બાગો તરફ જાઇ ફરી આવવામાં કે તાંહાં બેસી કંઇ ખાવા, પીવામાં શગંન સમજેછે, તે મુજબ દર શેહેરે શેહેરનાં ઇસલાંમીઓ કે પારસીઓ પણ કરવાને ચુકતા નથી.

"જશંનનો ૧૩ મો દહાડો વીતા બાદ હર કોઈ પોત પોતાની કાએનાત મુજબ પોતાનાં સગાં વાહાલાંઓને ઇઆ દોસતોને ઘેર બોલાવી મેહેમાંની કરેછે ને કેટલાએકો મંડલી મેલવી વારા પારી ખુશ ગુજરાંનીમાં મશગુલ થાએછે."

"એ મુજબ "**જંમશેદી નઓરોજ**" નો વખત ઘણો રૂડો ને રલીઆંમનો ગણી, તે જશંનની કીરીઆ ઓછાંમાં ઓછી એક માસવેર સઉ કોઇ ખુશી ખુરમીમાં ચાલુ રાખેછે."

ઉપર મુજબના સખુનો લગભગ ૩૫) પાંતરીશ વરસો તલક ખુદ ઇરાનના મુલકમાં રહેલા જરતોસતી મુસાફર મી૦ માંણેકજી આંતરીઆનાછે, જે ખુદ પોતાની નજરથી જોએલા બનાવના છે અને જેવણ હજીસુધી ખોદાની બખશેશથી હઇઆતછે. એ પરમાંણે અકલી દલીલો તથા નકલી હકીકતોથી અને નજરે જોએલા દેખાવોથી વાકેફગારી મેલવેઆ બાદ, તથા જુદાં જુદા ગરંથકારોની એક સરખી ગહવાઇથી, અને મુસાફરોની આંખે જોએલી બીનાઓની સચાઇથી ભરેલી વીગત જાંણેઆ બાદ, હમો આશા રાખીએચ કે, હમારા સેઆંના જાત ભાઇઓ આ રસાલા મધેની બાબદ ઉપર ઘટતુ ધેઆંન આપસે. એ કાંમ ખરા સમજુ અને વીચા

રવંત શખ્શોતુંછે. જાહેલ અને અગનેઆંનોથી એવાં કાંમમાં મદત અને મસલહત ચાહાવી, તે ગોઆ આંખનાં સુરમાંને ગલામાં આંજવા અથવા અકલનાં નુરને ગુંમરાહીની સીહાઇમાં છુપાવા બરો બરછે.

(બાહારની મોસમનાં દેખાવ વીશે)

ગજલ.

"બાગો તમાંમ હરખાએછે, આવી રંગીન બાહાર રે,
સીધા કદનાં સરવો, ફુલ—ફુલ ખુશબુદાર રે.
(બાગો તમાંમ.)

આતશી તંનની ડાલીઓ, આબ—આપેછે ગુલોને,
નહી રાખતા ચમંનો હાં, બાગ બાંનની દરકાર રે.
(બાગો તમાંમ.)

જેમ ફાંનસોનાં પરદામાંથી, દીપેછે રે દીવાઓ,
તેમ ડાલીથી દેખાડેચ આગ, અનાંરોનાં જાહર રે.
(બાગો તમાંમ.)

"ઇસુઇ" દંમની ફુકે હવા, ખીલવે તંન "મંનસુખ" રે,
નીરજીવની વસતુઓ કુલ, પાછી થાએ જીવદાર રે.
(બાગો તમામ.)

(ગજલ.)

"આવી બાહાર આવી બાહાર, એ જાંની તું તપાસ,
જમીન ફુલ સબજા હેઠલ, સબજો છે ગુલોની પાસ.
(આવી બાહાર.)

હલીઆરીમાં છુપેછે ગુલ, એવી ખુશ તદબીરોથી,
જેમ દારૂની બગલોમાં, છુપેછે રે નશો ખાસ.
(આવી બાહાર.)

ચમંન લેએછે હાતમાં જાંમો, "અરગવાંની" ફુલોની,
રંગ બેરંગી રંગો ખીલી, જમીન થઇછે જેમ આકાશ.
(આવી બાહાર.)

વાદલાં ઝટકેચ તર દાંમંનો, ગુલનાં સાગર ઉભાઈ જાએ,
ડાલીનાં સાકી પુછે શરાબ, ગંમનાં કાંટા જલીથાએ ખાક
(આવી બાહાર.)

વાદલ વરસે, વીજલી ચંમકે, ગગંન ગગડે થંડ ભરૂં,
ખુશ લાગે તાંહાં ખોરશીદ રંગના શરાબની મઝેદાર છાક
(આવી બાહાર.)

કુદરતનાં બાગબાંને આ, કરાંમત કીધીચ એવી ખાસ,
જમીન ગુલ—ચેહેરો ગુલ, દીદદાર ગુલ, ને ગુલ લેબાસ.
(આવી બાહાર.)

'મનસુખ' સાકી સખુની શરાબ, કલંમનાં શીશામાં લઈ,
બાહારની યાદમા મંનની જાંમો, ભરેછે હાં આસે પાસ.
(આવી બાહાર.)

(ગજલ.)

" લાવો શરાબ ગુલે ગોલાબ, આવીછે હાં બાહાર રે,
ખાકના બોહલા તખતા ઉપર, પારેચ તે ચીતાર રે.
(લાવો શરાબ.)

કોએલા રંગની ડાલ પાંનો, પર ખીલેછે રૂપો ને બુ,
કસતુરીનાં દીલમાં તેથી, પરેચ ફાટ ને ફાર રે.
(લાવો શરાબ.)

પીજરાં પેરે ફાટેચ હાં, ગુલનાં જોશથી શાખો કુલ,
તંગ બગલ કલીની જોઇ, બુલબુલ કરે પોકાર રે.
(લાવો શરાબ.)

હવા કેહેછે હરૂસે વાત, કલીઓનાં કાંનોમાં,
ઘણું રડવું થોડું હસવું, બખશેચ આ સંસાર રે.
(લાવો શરાબ.)

નેકીના વાસ નેકોને દઇ, ખુદ સુખ તજી ભાંજ પર-દુખ,
એમાંજછે આ જગનાં ભરંમ, એમાંજ 'મનસુખ' પારરે.
(લાવો શરાબ.)

(ગજલ.)

(સુનીઓ સજંન તુંમસે મેરા એ પેગાંમહે નાં વજનપર ગાવું.)

સાંભલો પારસી તંમને મારો, આ પેગાંમછે,
કે સત દીલ વીનાં દીનમાં રેવું, બીલકુલ હરામછે.
સાંભલો પારસી તંમને મારો, આ પેગાંમછે,
કે રાસતી વીનાં ચાલવા બીન, જીંદગી હરાંમછે.

પાપથી ડરી રાત દીન પહરી, રબની કરવી સેવારે,
એ સેવામાંજ એ ભાઇઓ, બેઉ જગનો આરાંમછે,
સાંભલો પારસી તંમને મારો આ પેગાંમછે,
કે કાફરદીલ નરનાં સરપર, લેઆંનતનો બદ ડાંમછે.

નેકી સીવા કરવી તરક, નાંલાએક રસંમને,
દીન રીત મુંકી કરીત કરવી, એ બહુ બુરૂં તે કાંમછે,
સાંભલો પારસી તંમને મારો, આ પેગાંમછે,
કે બેદમાંની નરનુ મોહોડું સદાનું સીહા કાંમછે.

નીરમલ મને નરમાઇથી બજાંવવાં દીનનાં ફરમાંન,
હોટે શફાઇ દીસે જુઠાઇ, માં ગુનાહઓ તમાંમછે,
સાંભલો પારસી તંમને મારો, આ પેગાંમછે,
કે દીનનાં કાંમની ઠગાઇમાં, બીન માંશીની ખાંમછે.

કેયાંન રીત તજી અધરંમ કરી, દીનદારનો પેરવો લેબાસ
તે છે જેમ સીહા કાગ પીછ ખોસી મોર નાંમ લે,
સાંભલો પારસી તંમને મારો, આ પેગાંમછે,
બીન એકીને જગમાં જીવવું, માહ પાપીનું કાંમછે.

સ કાંમ કરવું, રબથીજ ડરવું, સવરગનીજ ધરવી ઉમેદ,
એ રીતનાં ગુણમાંજ એ ભાઇ, "મનસુઓ" તમાંમછે.
સાંભલો પારસી તંમને મારો આ પેગાંમછે,
કે ભલી દીનનાં નબી ઊપર, ખલકની સલાંમછે.



